### સચિત્ર

# व अने चिलया.




લેખક

કૃષ્ણાજી ગોવિંદ કિનરે.



શારદા પ્રેસ, ૮૧૮ સદાશિવ પેઠ, પુના શહેર.

કિંમત ૫ આના.

અચિત્ર ] ભારતમાંની વાતો. [ છપાય છે

## ભાગ ૧ લો.

બાળકોને પ્રિય થઈ પડેલા અમારા ' લઘુ ભારત કૌરવ અને પાંડવોનો સરળ અને સહેલી પણ મોહક આ ઇતિહાસ આપેલો છે. **ભારતમાંની ઉપકથાઓ તેટલા જ મહત્તવની** હોવાથી તે નાની ઉમ્મરમાં ઉપર ઠસાવી યોગ્ય છે. એટલા માટે આ પુસ્તક અમે ખ તૈયાર કરાવીએ છાપીએ છીએ. વાંચતાં વાંચતાં જ તેનો ર બાળકોના મન પર આપોઆપ ઠસી જાય તેમ છે. સાત સુંદર ચિ

## સચિત્ર.

# શ્રીરામ–ચરિત્ર.

( છપાય છે. )

શ્રીમદ્ વાલ્મીકિ રામાયણ ગ્રંથ આર્યોના સાહિત્ય શ્રેષ્ઠ ગ્રંથોમાંનો એક છે. અને **મહાભારત** પ્રમાણે જ ભારતીય વાંચકોને અત્યંત પ્રિય અને પૂજ્ય છે. આ પુસ્ કમાં પ્રથમ ઉપોદ્ઘાત રૂપે રામાયણ ગ્રંથની મહતી થોડ કહી પછી રામાયણમાં વર્ણવેલી રામકથા આપેલી છે. છે નાનો ઉપસંહાર જોડી, તેમાં રામકાલીન સ્થિતિ અને રા ચરિત્રનું રહસ્ય એ બન્નેનુ નાનું ચરિત્ર આંકવાનો પ્ર કરેલો છે. આ પુસ્તક દરેક વર્ગના અને ઉમ્મરના વાંચકે અત્યંત બોધપ્રદ અને વાંચનીય છે. પુસ્તકમાં જૂદા જ પ્રસંગને અનુસરતા સુંદર ચિત્રો આપવામાં આવશે.

**મેનેજર—ચિત્રશાળાપ્રેસ પુના**

સચિત્ર

# ધ્રુવ અને ચિલયા.

મરાઠી લેખક

કૃષ્ણાજી ગોવિંદ કિનરે.

ગુજરાતી ભાષાંતરકર્તા

કૃષ્ણપ્રસાદ મણીશંકર શાસ્ત્રી.

૧૯૧૮.

કિંમત ૫ આના.

# अनुक्रमणिका.



ध्रुव.

# પહેલા બે શબ્દ



છોકરાં કોને ન જોઇએ ? સઉને તે જોઇએ જ છે. તેમાં પણ, છોકરાંઓ ! તમને તો તે ઘણાં જ ગમે છે. વાતો કરવાને તથા રમવાને તમારી સાથે છોકરાં મળ્યાં કે, તમને એવો આનંદ થાય છે કે, કહી શકાય નહિ. તેમની સોબતમાં તમે ઘણાં જ લીન થઇ જાઓ છો. એ જો કે સારી વાત છે; પણ, જે છોકરાં સદ્ગુણી હોય, તેમની જ તમે સોબત કરો. જે દુર્ગુણી હોય, અભ્યાસ ન કરનારાં હોય, એવાં છોકરાંના છાંયડામાં પણ તમે ઉભા રહેશો નહિ. અસ્તુ. જેમ તમને છોકરાં ઘણાં ગમે છે, તેમ જ તમને સારી વાતો સાંભળવી પણ ઘણી ગમે છે. ત્યારે, તમને જો છોકરાંની જ વાતો કહી હોય તો તમારી બન્ને હોંશ પૂરી થાય. ખરૂં ને ? ઠીક છે. તો આપણા પુરાણમાં જે સદ્ગુણી છોકરાંનાં ચરિત્રો ( કથા, વાતો ) આપેલાં છે,

તે જ તમને કહેવાં, એવો મેં આજે મારા મનમાં વિચાર કર્યો છે. એમાં તમને આનંદ, બોધ અને પુરાણનું જ્ઞાન પણ મળશે.

પણ મોટા અને સદ્ગુણી માણસોનાં ચરિત્રો વાંચ્યાથી ફાયદો શો, એ તમને પહેલાં કહ્યું હોય, તો ઠીક. છોકરાંઓ, આપણે જે દરેક બાબત કરીએ છીએ, તે બીજાનું જોઇને કરીએ છીએ. બોલવું, ચાલવું, ખાવું, પીવું, લુગડાં પહેરવાં, એ સર્વમાં આપણે આપણી આગળ પાછળનાં માણસોનો જ કિ-તો ઘુંટીએ છીએ. તમને ગુજરાતી ભાષા બોલતાં આવડે છે; અને ઇંગ્રેજી, મરાઠી અથવા બીજી કોઈ ભાષા કેમ વારૂ બોલતાં આવડતી નથી ? કારણ એટલું જ કે, તમે જે લોકોમાં જન્મારાથી રહ્યા છો તે લોકની ભાષા ગુજરાતી છે. તેઓની ભાષા જો કાનડી હોત, કિંવા ઇંગ્રેજી હોત, તો તમે કાનડી કિંવા ઇંગ્રેજી બોલતા હોત. આ જ બાબત ખાવાપીવાને અને લુગડાં-લત્તાંને પણ લાગૂ પડે છે. નિશાળમાં અક્ષર

વાળવા માટે તમે સામે કિત્તા-કોપી રાખો છો; કેમ વારૂ? ઉત્તમ અક્ષરનો નમુનો દેખાય, અને તે નમુના પ્રમાણે તમારા અક્ષર થાય માટે. ખરૂં ને? જે છોકરાં હઠીલાં હોય છે, ખોટું બોલનારાં હોય છે, ખરાબ શબ્દો બોલનારાં હોય છે, તેમની સોબતમાં જે છોકરાં હોય છે, તેમને એ સઘળા દુર્ગુણ તરત જ લાગૂ પડે છે. તેનું કારણ પણ એ જ. હમેશાં સારા લોકની સોબત કરવી, ખરાબના છાંયડે પણ ઉભા રહેવું નહિ, એમ જે વડીલ માણસોનું, ગુરૂ-જીઓનું અને સઘળા સાધુ—મહાત્માઓનું કહેવું હોય છે, તે પણ એટલા માટે જ. આપણે જેની સોબત કરીએ છીએ તેના ગુણ આપણને ખબર ન પડવા દેતાં આપણા અંગે આવે છે. ત્યારે એ પરથી સહજ એવું નિકળે છે કે, આપણે જો સદ્‌ગુણી માણસોની સોબત કરીશું, કિંવા સદ્‌ગુણી માણસોનાં ચરિત્રો વાંચીશું, તો તેમના અંગના સારા ગુણ આપણે લેવા, એવી બુદ્ધિ આપણને થશે. અને

તે ગુણ આપણે લીધા એટલે આપણે મોટા થઇશું ત્યારે આપણી કીર્તિ વધશે, ઇશ્વરની આપણા પર કૃપા થશે, અને જન્મીને પણ આપણે એજ કરવાનું છે. સારા માર્ગે ઉદ્યોગ કરી પૈસો અને કીર્તિ મેળવવી, અને પરમેશ્વરને કદી પણ ભૂલવા નહિ. અને એથી જ જન્મ્યાનું સાર્થક થાય છે. પણ એમ સાર્થક થવા માટે ઉત્તમ માણસોનાં ઉદાહરણ હમેશાં નજર સામે રાખવાં પડે છે. મોટા અને સદ્‌ગુણી માણસોનાં ચરિત્રો ઉત્તમ કિન્તો છે. માટે એવાં માણસોનાં ચરિત્રો, છોકરાંઓ, તમે જેટલાં વધારે વાંચશો, તેટલું વધારે સારૂં.

એક મનુષ્ય સુંદર હોય છે. તેનાં સઘળાં અવયવ તદ્દન ચિત્રેલાં જેવાં હોય છે. કોઇ ઠેકાણે સહેજ પણ ઉણપ હોતી નથી. પણ તેના નાક પર માત્ર શીળીનું ચાઠું હોય છે. એવા માણસનું રૂપ ફક્ત નકટા નાકને લીધે તદ્દન ફોકટ જાય છે. કિંવા, શાકમાં મરચું, મશાલો, આંબલી, ગોળ, ટોપરૂં, સઘળી વસ્તુ જેવી જોઇએ તેવી હોય, પણ તેમાં ફક્ત મીઠું ન હોય,

તેમ જ માણસના અંગે સઘળા ગુણ હોય, પણ તે જો બાયલો હોય, તે જો પાણીદાર ન હોય તો તેના સઘળા ગુણ ફોકટ જાય છે. ત્યારે પાણીદારપણું એ દરેક માણસના અંગમાં હોવું જોઇએ. પાણીદાર માણસ સ્વાભિમાની (પોતાના સંબંધમાં અભિમાનવાળો) હોય છે. પોતાનું જો કોઇએ અપમાન કર્યું, પોતાને યોગ્ય માન આપ્યું નહિ; પોતાને નકામા દોષ દીધા, તો તે વાત પાણીદાર માણસ કદી પણ સહન કરતો નથી. પોતાને, પોતાના કુળને, પોતાના ગામને અને પોતાના દેશને મોટાઇ મળે, એવાં જ કૃત્યો તે હમેશાં કરે છે. ઉલટું, પોતાને, પોતાના કુળને, ગામને અને દેશને કોઇ પણ રીતે નાનમ લાગે એવાં કૃત્ય તે કદી પણ કરતો નથી. તે જીવ આપવા માટે તૈયાર થશે, પણ પોતાને નાનમ લાગે એવું કૃત્ય કદી પણ કરશે નહિ. તેમ જ, બીજો કોઇ જો પોતાને, પોતાના કુળને, પોતાના ગામને, અને પોતાના દેશને ખોટા દોષો દેવા માંડે, તો પણ તે મૂગો મૂગો કદી પણ સહન કરી

લેશે નહિ. ખરૂં સ્વાભિમાન કિંવા પાણીદાર-પણું તે આ જ. માત્ર અભિમાન એટલે ગર્વ કિંવા ખોટો ડોળ નથી. ગર્વ કિંવા ખોટો ડોળ એ ખરાબ છે. તે અંગમાં હોય તો મનુષ્યના હાથે ખરો ઉદ્યોગ કિંવા પરાક્રમ થતું નથી. આપણા દોષ હોય, અને તે કોઈ આપણને દેખાડે, તો આપણે ક્રોધ ન કરતાં તે ઉદ્યોગથી કિંવા પ્રયત્નથી દૂર કરવા જોઇયે. અને ત્યારે જ મોટાઇ મળે છે.

ત્યારે એવાં બે પાણીદાર છોકરાંનાં ચરિત્ર તમને આ પુસ્તકમાં કહેવાનો વિચાર છે. ધ્રુવ અને ચિલયા એ જ તે બે છોકરાં છે. ધ્રુવની કથા શ્રીમદ્‌ભાગવત અને શ્રી વિષ્ણુપુરાણમાં છે. એ બંને ચરિત્રો, છોકરાંઓ, તમે ખૂબ લક્ષ દઇને વાંચો અને તે હમેશાં મનમાં તાજાં રાખો, એટલે તેમનામાંનું પાણીદારપણું તમારા અંગમાં આવ્યા શિવાય રહેશે નહિ.

---

# ध्रुव अने चिलया.



## ध्रूव.

### प्रकरण १ लुं.

અપમાન

પૂર્વે આપણા દેશમાં ઉત્તાનપાદ નામનો એક ઘણો સારો રાજા હતો. પોતાની પ્રજાનું કલ્યાણ કેમ થાય, એ જ વિચાર તેના મનમાં રાત દિવસ ઘોળાતા હતા. પ્રજા ઉપરનો તેનો પ્રેમ પણ તેવો જ હતો. જે રાજા સારો હોય છે, તે પ્રજાને પોતાનાં છોકરાં તુલ્ય માને છે અને પોતાનાં છોકરાં પ્રમાણે પ્રજાની કાળજી રાખે છે. રાજ્યમાં શાંતિ કેમ રહે, પ્રજાને સુખ કેવી રીતે થાય, એ તરફ ઉત્તાનપાદ રાજાનું સઘળું લક્ષ હતું. પોતાની સઘળી પ્રજા સુશિક્ષિત હોવી જોઈએ, ધર્મ ઉપર તેનું પૂર્ણ લક્ષ હોવું જોઈએ, એ માટે તેનો એક સરખો પ્રયત્ન

ચાલુ હતો. જેમાં પ્રજાનું કલ્યાણ, તેમાં જ પોતાનું કલ્યાણ એમ તે માનતો હતો. પ્રજાની વૃદ્ધિ થાય, એવા જ ઉપાય તે કરતો. દેશમાંના કારીગરોને તે સારી મદદ કરતો; તેથી તેના રાજ્યમાં ઉદ્યોગ–ધંધાની સારી ભરતી થઇ હતી. વ્યાપાર પણ ખુબ વધેલો હતો. જેમ ખેતી આપણા દેશમાં હાલમાં મુખ્ય ધંધો છે, તેમ જ ઉત્તાનપાદ રાજાના વખતમાં પણ તે ધંધો મુખ્ય હતો. ઉત્તાનપાદ રાજાનું લક્ષ ખેડુત લોકો ઉપર ઘણું હતું. તે વિષ્ણુનો મોટો ભક્ત હતો. જેના મનમાં ખરી ભક્તિ હોય છે, જે ઇશ્વરને કોઇ દિવસ પણ વિસરતો નથી, તેના પાસા એકદમ અવળા પડતા નથી. કારણ કે તેનું લક્ષ ઇશ્વરસન્મુખ હોવાથી તેના મનમાં પાપી વિચાર દાખલ થતા નથી. આવી જ સ્થિતિ ઉત્તાનપાદ રાજાની હતી. એકંદરે જેવો રાજા જોઇએ તેવો જ તે હતો.

મનુષ્ય જો કે સારી રીતે ચાલતો હોય, પણ તેથી તે સંસારમાં હમેશાં સુખી હોય છે જ એમ નથી. ઉત્તાનપાદ રાજાની વાત તપા-

સીચે, તો તેને જોઇએ તેવું સુખ ન હતું, એમ માલૂમ પડે છે. કારણ કે, તેને બે સ્ત્રીઓ હતી. એક મ્યાનમાં જેમ બે તરવાર સારી રીતે રહી શકતી નથી, તેવી જ રીતે એક ધણીની બે સ્ત્રીઓ સુખેથી એકઠી રહી શકતી નથી. ઘરમાં તે એક કલેશનું મૂળ જ થાય છે. બન્ને એક બીજાની અદેખાઇ કરવા લાગે છે. અને જે ઘરમાં અથવા જે દેશમાં અદેખાઇ હોય છે, ત્યાં શાંતિ રહેતી નથી. અને જ્યાં શાંતિ નથી ત્યાં સુખ પણ નથી હોતું. અસ્તુ. ઉત્તાનપાદ રાજાની જે પહેલી સ્ત્રી હતી તેનું નામ સુનીતિ હતું. અને તે જ પટરાણી હતી. તે સ્વભાવે ઘણી સારી હતી. ચતુર હતી. ઇશ્વર ઉપર તેની ઘણી ભક્તિ હતી. પાછળથી ઉત્તાનપાદ રાજાએ બીજું લગ્ન કર્યું. અને તે દિવસથી આરંભીને જ તેના દુઃખની શરૂઆત થઇ. તેની બીજી સ્ત્રીનું નામ સુરુચિ હતું.

સુરુચિ ઘણીજ દેખાવડી અને ચતુર હતી. ઇશ્વરે તેને પુષ્કળ બુદ્ધિ આપી હતી; પણ

તેનો તેને સારો ઉપયોગ કરતાં આવડયો નહીં. કોઈપણ વસ્તુનો જેવો ઉપયોગ કરીયે તેવો થાય. સારો પણ થાય અને ખોટો પણ થાય. દેવતાથી સારા સારા પાપડ અને ખુશી થઈ જઇએ એવી ખાવાની જણસો તૈયાર કરી શકાય છે અને મકાનો પણ બાળી શકાય છે. ઝેરથી બીજાના પ્રાણ લઈ શકાય છે, તેમ બચાવી પણ શકાય છે. પરંતુ પરમેશ્વરે મનુષ્યને જે બુદ્ધિ આપી છે, તેનો ઉપયોગ તેણે પોતાનું અને લોકોનું કલ્યાણ કરવા માટે કરવો એ જ યોગ્ય છે. પોતાને જ ફકત સુખ થાય બાકી સઘળાંને દુઃખ થાય તોપણ હરકત નહિ, આવા વિચાર જે મનુષ્યના મનમાં થાય છે, તેને પેટભરો કહે છે. આ જ પેટભરાપણું પ્રબળ થવાથી સુરુચિના મનમાં એમ થવા લાગ્યું કે, રાજાનો સઘળો પ્રેમ આપણા ઉપર હોવો જોઇએ, અને સુનીતિને તેણે એકદમ દૂર કરવી. પોતાના મનનો આ હેતુ સાધવા માટે તેણે અનેક પ્રયત્ન શરૂ કર્યા. એકાદ બાબત સારૂ મનુષ્યે પ્રયત્ન શરૂ કર્યા એટલે

ગમે ત્યારે પણ એક દિવસ તેના પ્રયત્ન સફળ થાય છે જ. તે જ પ્રમાણે સુરુચિના પ્રયત્ન સફળ થયા. છેવટે રાજા પુરેપુરો તેની મૂઠીમાં આવ્યો.

ઘોડાના મોઢામાં એક વખત લગામ બેઠી, એટલે તેને મરજી મુજબ વાળી શકાય છે. તે પ્રમાણે મનુષ્યે પોતાનું મન જ્યારે બીજાના તાબામાં આપ્યું, ત્યારે તે મનુષ્ય તેને જોઇએ તે બાજુ વાળી શકે છે. અર્થાત્ તે મન બીજા માણસનું ગુલામ જ થાય છે. કોઈના પણ મનને ગુલામીપણું આવવું, એ ઘણું જ ખરાબ કહેવાય. પણ ઉત્તાનપાદ રાજાનું મન તેવું જ થયું હતું. તેનું મન બરોબર પોતાના તાબામાં આવ્યું છે, એવું જ્યાં સુરુચિએ જોયું કે તે તેને જોઇએ તે બાજુ વાળવા લાગી. તેણે એક એક માંગણી માંગવી અને રાજાએ તે મુંગે મોંઢે પુરી કરવી એવો ક્રમ શરૂ થયો. વખત જતાં એવી સ્થિતિ આવી કે, સુનીતિ-પરની તેની અદેખાઇ ઘણી જ વધી. અને તે પ્રમાણે જ સુનીતિનું દુઃખ પણ વધવા લાગ્યું.

એમ કેટલાક દિવસ ગયા. થોડા દિવસ પછી બન્નેને બે છોકરા થયા. સુનીતિના છોકરાનું નામ ધ્રુવ ને સુરૂચિના છોકરાનું નામ ઉત્તમ એવું રાખ્યું. ખરૂં જોઇએ તો રાજાનો પ્રેમ બન્ને છોકરા ઉપર સરખો જ હતો. જો કે તેના પોતાના મનમાં બન્ને છોકરા સરખા જ હતા. પણ સુરૂચિની બીકથી તે ધ્રુવ ઉપર તેટલો પ્રેમ દેખાડતો નહોતો. મનુષ્યનું મન એક વખત ગુલામ થયું એટલે તેને અન્યાય દીઠો ન દીઠા સરખો જ થાય છે. જેને આધીન તે થયેલું હોય છે, તેને સંતુષ્ટ રાખવા માટે તે ગમે તે કરવાને આગળ પાછળ જોતું નથી. આ જ ઠેકાણે જુઓ. ઉત્તાનપાદના મનમાં ધ્રુવ સંબંધી ખરી પ્રીતિ હતી, પણ જો તેવી પ્રીતિ પોતે બહાર દેખાડશે તો સુરૂચિને ખરાબ લાગશે, આ બીકથી તે ધ્રુવ સાથે નિર્દયપણે વર્તતો. કેવળ ગુલામીપણાને લીધે થતુ અન્યાયી વર્તન કરવાને તેનું મન કચવાયું નહિ.

અસ્તુ. એક દિવસ એવું થયું કે, રાજા સિંહાસન ઉપર બેઠેલો હોઈ ઉત્તમ તેના

ખોળા ઉપર બેઠેલો હતો. સુરૂચિ પાસે ઉભી હતી. ઉત્તાનપાદ ઉત્તમને લાડથી રમાડતો હતો. એ વખતે ધ્રુવ સહેજ ત્યાં આવ્યો. ઉત્તમને પિતાના ખોળા ઉપર બેઠેલો જોઈ તેને પણ પિતાના ખોળા ઉપર બેસવાનું મન થયું. તે પ્રમાણે પિતા પોતાને ઉંચકી લે એટલા માટે ધ્રુવે તેની પાસે જઈ પોતાના નાના હાથ આગળ કર્યા. સુરૂચિની બીકથી ઉત્તાનપાદે પોતાનું તે બાજુ ધ્યાન જ નથી એમ દેખાડ્યું. પણ બાળક ધ્રુવને એમ લાગ્યું કે, આપણો હેતુ પિતાની સમજમાં આવ્યો નથી. એટલે તે બિચારાએ ફરીથી પિતાની પાસે પોતાના બે હાથ ઉંચા કરી લાંબા કર્યા. આ વખતે પણ રાજાએ તે બાજુ જોયું ન જોયું કર્યું. પોતાનો વિચાર પિતા સમજ્યા જ નથી, એમ તે સરળ મનના ધ્રુવને લાગ્યું. એટલા માટે તે ફરી ફરીને પોતાના હાથ આગળ કરવા લાગ્યો. ઉત્તાનપાદ રાજાએ બહારથી જો કે આવી ગેરવર્તણુક દેખાડી હતી, પરંતુ તેના પેટમાં તો ધ્રુવને માટે દયા ઉપજી હતી.

પણ કરે શું ? એક બાજુ કુંડ અને બીજી બાજુ કુવો એવી તેની અવસ્થા થઈ હતી. આ બાજુ ધ્રુવને લઉં એમ તેને થાય તો વળી સુરૂચિ શું કહેશે, એ બીક તેના મનમાં ઉભી રહી. આવી રીતે મનમાં ઝઘડો શરૂ થયેલો હોવાથી ધ્રુવને ઉંચકી ખોળા ઉપર લેવાની હિંમત જ તે કેમ કરે ! તોપણ સુરૂચિનું મન જાણવા માટે તેણે પોતાની નજર ધ્રુવ તરફ ફેરવી. સુરૂચિ આ સઘળી ગમ્મત જોતી જ હતી. તેના ચહેરા ઉપરથી રાજાને તે વખતે જ એવું લક્ષમાં આવ્યું કે, ધ્રુવને ખોળા ઉપર લેતાં બરોબર જ એકદમ પ્રલય થશે. આથી ધ્રુવની ઇચ્છા પૂરી થઈ નહિ. ધ્રુવની ઉમ્મર આ વખતે ફકત પાંચ જ વર્ષની હતી. આથી પ્રથમ તો તેને આ વાતની કાંઇ સમજણ જ પડી નહિ. છેવટે સુરૂચિના બોલવા ઉપરથી ખરી વાત તેના ધ્યાનમાં આવી.

પોતાના દેખતાં ધ્રુવને ખોળા ઉપર લેવાની રાજાની હિંમત ચાલતી નથી, એ જોઈ સુરૂચિએ ગર્વથી ધ્રુવને કહ્યું—"કેમ ધ્રુવ ! આ



મહારાજાના ખોળામાં બેસવાની તારી યોગ્યતા નથી. [પૃ. [illegible]

તારી કેવી હઠીલાઈ ! મહારાજાના ખોળા ઉપર બેસવાની તારી યોગ્યતા છે શું ? તું શું ઉત્તમ છે ? તું તો શોકયનો છોકરો ! ઉત્તમ ગમે તેમ પણ મારો છોકરો છે ! તે આગળ જતાં સિંહાસનનો માલીક થનાર છે. માટે આ સિંહાસન ઉપર એટલે પિતાના ખોળા ઉપર બેસવાને તે જ પાત્ર છે. એટલા માટે છોકરા, તું એવી ભળતી જ હઠીલાઇ કરીશ નહિ ! ગમે તેટલા પ્રયત્ન કરતાં પણ તને મહારાજાના ખોળા ઉપર બેસવાની યોગ્યતા મળશે શું ? બેટા ! તેં મારે પેટે ક્યાં જન્મ લીધો છે ? તું તો શોકયનો છોકરો છે ! આ સિંહાસન ઉપર બેસવાની જો તારી ઇચ્છા હોય, તો હું કહું છું તેમ કર. પહેલાં મોટી તપશ્ચર્યા કરી ઈશ્વરને પ્રસન્ન કરી લે અને બીજા જન્મે આ સુરૂચિના પેટે જન્મ આવે, આવો તે ઇશ્વરની પાસે વર માગ ! એટલે તને સિંહાસન ઉપર બેસવાનું મળશે. સમજ્યો ? જા !"

આવું ઓરમન માનું નિર્દયપણાનું બોલવું સાંભળી ધ્રુવનું અંતઃકરણ એકદમ ફાટી

ગયું. તે એક ક્ષણ પણ ત્યાં રહ્યા નહિ. તે ત્યાંથી એકદમ જે નીકળ્યો, તે પોતાની મા પાસે આવ્યો. તેની બન્ને આંખમાંથી આંસુની એકસરખી ધારા ચાલેલી હતી. ક્રોધથી અને અપમાનથી તેનું આખું અંગ સળગી ગયુ હતું. અને દુઃખથી તે ધ્રુજતો હતો.

છોકરાની આ અવસ્થા જોઈ સુનીતિને ઘણી નવાઈ લાગી. તેને કંઈ સમજાયું નહિ. તેના મોઢામાંથી શબ્દ પણ નિકળી શકયો નહિ. તે ધ્રુવ સામું એક સરખું જોઇ રહી. એમ કેટલોક વખત ગયા પછી પોતાના લાડકવાયા છોકરાને પ્રેમથી ખોળામાં લઇ લાડપણથી તેણે તેને ચુંબન કર્યું. માના આ લાડપણથી તેનું દુઃખ વધ્યું અને દુઃખના જોરથી તેને રડવાના જ ઉભરા આવવા લાગ્યા. તેના મુખમાંથી શબ્દ પણ નીકળ્યો નહિ. સુનીતિએ તેને ઘણું પૂછયું, પરંતુ તેણે કાંઈ પણ જવાબ આપ્યો નહિ. છેવટે પ્રેમથી તેનું મોં પંપાળી પંપાળી તે બોલી;–મારા પુત્રને શાથી ખરાબ લાગ્યું? મારા લાડકવાયાને કોણે કહ્યું?

કહે ને, બેટા તે ! કોણે તારૂં અપમાન કર્યું શું થયું ? કહે ને ?"

અપમાન થવાથી થયેલા દુઃખ અને સંતાપને લીધે તેનું હૃદય એટલું ભરાઈ ગયું હતું કે, અંદરથી શબ્દને બહાર આવવાની જગ્યાજ ન હતી. માના પ્રેમાળ શબ્દોથી તો તે વધારે રડવા લાગ્યો. એટલે સુનીતિનું મન ઘણા જ ધુંચવાડામાં પડ્યું. શું કરવું તે તેને કાંઇ સુઝ્યું નહિ. કોઈ પણ ભયકર બનાવ બન્યો હોવો જોઇએ એટલું જ માત્ર તે સમજી. છેવટે તેને ધીરજ નહિ. ને ગળું દાબી ફરીથી બોલી;—"બેટા ! તું આમ કેમ કરે છે ? કહેને જલદી, શું થયું તે ! તારી આ અવસ્થા જોઈ મને કાંઇને કાંઇ થઇ જાય છે."

આટલું છતાં પણ ધ્રુવનું રડવું રોકાયું નહિ. આખરે રડતાં રડતાં થયેલી સઘળી હકીકત તેણે જેમ તેમ કહી. ને સઘળી ધ્રુવન અપમાનની કહાણી સાંભળી સુનીતિની પણ છાતી ફાટી ગઈ. નીચું મોઢું કરી તે જમિન સામું એક સરખું જોઇ રહી. તે અપમાન તેના

પણ કાળજામાં ખુંચ્યું. તે વારંવાર દુઃખથી મોટા મોટા શ્વાસ છોડવા લાગી. કેટલાક દિવસથી તે રાજાને અણમાનીતી થઇ હતી. પરંતુ તે સઘળું દુઃખ તે પોતાના છોકરાના મોઢા સામું જોઈ ગળી ગઇ હતી. તેના પ્રાણ કરતાં પણ તેને તે છોકરો વ્હાલો હતો. તે આનંદી દેખાયો કે તે પોતાનું દુઃખ ભૂલી જતો. પણ તે પોતાના વ્હાલા છોકરાનું દુઃખથી મલિન થયેલું અને આંખોમાંથી એક સરખાં વહેતાં આંસુથી ભીંજાયેલું મુખ જોતાં જ તેનો જીવ ઠેકાણે રહ્યો નહિ. તે વખતે તેના અપમાનની કહાણી સાંભળ્યા પછી તો તેના દુઃખની અવધિ જ રહી નહિ. તેની બન્ને આંખમાંથી ખળ ખળ આંસુ પડવા લાગ્યાં. કેમ કરતાં પણ તે અટકી નહિ. સુનીતિ ઘણી ચતુર અને ધીરજવાળી સ્ત્રી હતી. ધીરજવાન્ માણસ દુઃખ પડતાં ઘણી વખત રડતો બેસી રહેતો નથી. દુઃખનો પહેલો ઉભરો ગયો કે, તે દુઃખ દૂર કરવાને ધૈર્યથી પ્રયત્ન કરે છે. સુનીતિને તેમ જ થયું. તેની ધીરજ દુઃખથી ડબાઈ ગઇ

નહિ. શોકય નરપથી જેમ જેમ કપટ થતું ગયું, તેમ તેમ તેના અંગમાં ધૈર્ય ચઢતું જ ચાલ્યું હતું.

પોતાના છોકરાના અપમાનની વાત સાંભળી પહેલાં તો જો કે તેને ઘણું દુઃખ થયું પણ તરત જ તેણે પોતાનું દુઃખ રોકી દીધું. પછી ધ્રુવના સામું જોઇ તે શાંતપણાથી બોલી;—"બેટા! પોતાના મનને ખોટું લગાડવું એ સારૂં નહિ. સુરૂચિ બોલી તે જ ખરૂં છે આપણું નસીબ સારૂં નહીં, તેમાં તેને શું કહીએ વારૂ? પૂર્વ જન્મમાં જેણે પુણ્ય કર્યાં હોય, તેને આ જન્મમાં સુખ મળે છે અને મોટાઈ પણ મળે છે. તારી ઓરમન મા સુરૂચિ અને તેનો છોકરો ઉત્તમ, એ બન્નેએ પૂર્વ જન્મમાં સારાં પુણ્ય કર્યાં હતાં. અને તેનુ ફળ તેઓ આજ ભોગવે છે. મહારાજાનો તેમના ઉપર પ્રેમ છે, સઘળા લોકો તેમનેમેટુ માન આપે છે, તે બધું યોગ્ય છે. જેવું આપીયે તેવું લઇએ, આ ઇશ્વરનો કાયદો છે. કૌવચનાં બી વાવી આંબાનાં ફળ કોઈ દિવસ

મળે નહિ. તેમણે સારાં કર્મ કરી ઇશ્વરની કૃપા મેળવી, એટલે ઇશ્વરે તેમને સુખ આપ્યું છે. પણ બેટા ! તેં અથવા મેં પૂર્વ જન્મમાં ઇશ્વરને સારા પૂજ્યા નહોતા, એટલે આપણી આ દશા થઈ! મહારાજાનો આપણા ઉપર પ્રેમ નથી, એમાં મહારાજાનો એ દોષ નથી, અને સુરૂચિનો પણ દોષ નથી. એ ફકત આપણું નસીબ છે. માટે વારંવાર રડે શું સારૂં થાય ? કોઈ આપણા ઉપર સ્નેહ કરો, કે ઇર્ષ્યા કરો, પણ આપણે સંતોષ જ માનવો જોઇએ. રડી અથવા ચીઢાઈ કંઇ ફાયદો થનાર નથી. બેટા ! આજના અપમાનથી જો તને ખોટું લાગ્યું હોય, તો આજથી આરંભી સત્કર્મ કરવાનો નિશ્ચય કર. હાથથી સત્કર્મ થયાં કે, આગળના વખતમાં પરમેશ્વર તને સુખી કર્યા શિવાય રહેનાર નથી.

ધ્રુવે પોતાની માનું સઘળું બોલવું સાંભળ્યું; પણ દુઃખના ભારને લીધે તેના મનમાં તે ઠસ્યું નહિ; અધર જ રહ્યું. અપમાનના દુઃખથી તેનું મન ઠેકાણે જ કયાં હતું ? સુનીતિ આગળ

બોલી;–"બેટા! સર્વ ઉપર પ્રેમ કરવો અને સઘળાંનું સારૂં બોલવું. અને બેટા! સઘળાનું–સઘળાં પ્રાણીનું–કલ્યાણ થાય એવાંજ કામ કરવાં. બીજાના સુખ માટે આપણે પ્રયત્ન કરીયે તો આપણને એની મેળે સુખ મળે છે.

ધ્રુવે ઉત્તર આપ્યો કે,–" બા તું કહે છે તે ખરૂં છે. પણ તેથી મારા મનનું સમાધાન થતું નથી, તેમાં હું શું કરૂં? પિતાજીનો સઘળો આધાર મા ઉમર! તેનો છોકરો ઉત્તમ તેને પ્રાણસરખો છે. તે તેના પેટે જન્મ્યો એટલે સિંહાસન ઉપર બેસનાર! અને મેં તારા પેટે જન્મ લીધો, એટલે મારો તે સિંહાસન ઉપર બેસવાનો અધિકાર જ નહિ! પિતાને પણ મારી જરૂર નથી. એમ છે ને? ઠીક છે! ઉત્તમની જગ્યા મેળવવી,–પિતાએ તેને આપેલું સિંહાસન મને મળે,—આવી મારી ઇચ્છા જ નહતી. પિતાના ખોળા અથવા સિંહાસન કરતાં પણ જેની યોગ્યતા વધારે છે, એવું સ્થાન પોતાના પરાક્રમથી મેળવવું, એવી

મારી ઇચ્છા છે. પિતાનો ખોળો કે સિંહાસન, એ કાંઈ ખરા સુખની જગ્યા નથી. ગમે ત્યારે પણ તેમાંથી દુઃખ ઉત્પન્ન થવાનો સંભવ છે. પણ જ્યાંથી કોઇ દિવસ દુઃખની છાયા પણ પડવાની નથી, જ્યાંથી કોઈ દિવસ કોઈ પણ મને "ઉઠ" એમ કહેનાર નથી, એવા સ્થાને બેસવું એવું મારા મનમાં છે. માટે બા ! મને બીજું ત્રીજું કાંઇ કહે નહિ, પણ એવું સ્થાન ક્યા ઉપાયથી મળે તે મને કહે. તે ઉપાય ગમે તેવો કાં કઠિન ન હોય. હું પ્રાણ આપીશ, પણ તેવું સ્થાન મેળવ્યા શિવાય રહીશ નહિ." ખરેખર ધન્ય છે તે ધ્રુવને ! તેની ઉંમર કેટલી ને અંગમાં પાણી કેટલું ! સાધારણ માણસ ગર્વનો ફેંસલો ગર્વથી કરવાનું ધારે છે; કોઇએ અપકાર કર્યો તો તેના બદલામાં તેનો સામો અપકાર કરી પોતાના મનનું સમાધાન કરી લેવા પ્રયત્ન કરે છે. પણ તેથી ખરૂં સમાધાન થતું નથી. આગમાં તેલ નાંખ્યા પછી કોઇ પણ રીતે જેમ આગ બુઝાતી નથી, તેમ જ મત્સરથી મત્સર શાંત થતો નથી. જે દૃઢ

મનનો હોય છે, તેની રીત જુદી જ હોય છે. તે અપકારના બદલામાં વેર લેવાનો વિચાર કરી પોતાનું મન કોઇ દિવસ દૂષિત કરી લેતો નથી. તે પોતાના અંગમાં વધારે સદ્ગુણ આણવાની ખટપટ કરી છેવટે પોતાના તેજથી મત્સરી માણસોને લજવાવે છે. ધ્રુવનો ઉપલો વિચાર આ જ તરેહનો હતો ખરૂં ને ? અસ્તુ.

ધ્રુવનું આવું ઉત્તમ બોલવું સાંભળી સુનીતિના પેટમાં હર્ષના ઉભરા આવવા લાગ્યા. કેમ વારૂ ન આવે ? મા છોકરા માટે અનેક દુઃખ વેઠે છે. અનેક હાલ ભોગવી તેના જ સુખ માટે વિચાર કર્યા કરે છે; અને તે છોકરો સારો ગુણી નિકળ્યો કે, તેને જે આનંદ થાય છે, તેથી પોતાનો પૂર્વનો સઘળો શ્રમ ભુલી જાય છે. ઉલટ પક્ષે જ્યારે તે દુર્ગુણી નીકળે છે, ત્યારે તેના મનને મરણપ્રાય દુઃખ થાય છે. અસ્તુ. તે આનંદના ભારમાં તેણે ધ્રુવને બાથમાં લીધો અને મટ મટ મટ પ્રેમથી હજારો ચુંબન કર્યાં. તેને કયાં મૂકું ને કયાં ન મૂકું, એમ તેને થઇ ગયું. આનંદનો ઉભરો શાંત

થયા પછી તે બોલી–"બેટા ! તારે જે સ્થાન જોઇએ છે, તે સ્થાન આપવાની શક્તિ એક પરમેશ્વરની પાસે જ છે. તે અત્યંત દયાળુ છે. ભક્તના જેવું તેને કોઈ ઠેકાણે કાંઈ પ્રિય નથી. ભકત માટે તે ગમે તે કરવા તૈયાર થાય છે. માટે તેની ભક્તિ કરી જો તું તેને સંતુષ્ટ કરીશ, તો તે તારી ઇચ્છા પૂરી કરશે. તે સંતુષ્ટ થયા પછી તારે કશાની પણ ઉણપ રહેનાર નથી. તેનાથી ન અપાય એવું કાંઇ નથી. તેની કૃપા શિવાય મનુષ્યથી કાંઇ થતુ નથી. માટે, બેટા ! તું તેનું ભજન કર. તારી ભક્તિથી તે સંતુષ્ટ થશે, એટલે તે તને દર્શન આપશે. પછી તારે જોઇએ, તે તું તેની પાસે માગજે."

આ પછી ધ્રુવે ઉત્તર આપ્યો કે,–" ઠીક ત્યારે બા ! હું તે દયાળુ પ્રભુની ભક્તિ કરીશ અને તે આવશે એટલે હું મારી ઇચ્છા તેમને કહીશ." આ પ્રમાણે બોલી તે આમ તેમ રમવા લાગ્યો. તેનું મન શાંત થએલું જોઇ સુનીતિને પણ સારૂં લાગ્યું.

---

# प्रकरण २ जुं.

---

## નિશ્ચય.

ધ્રુવ જો કે રમવા ચાલ્યો ગયો ખરો, પરંતુ તેનું લક્ષ રમવા તરફ નહોતું. તેના મનમાં તો એક જ વિચાર ચાલતો હતો કે:--ઇશ્વર ક્યારે મળશે? જે ખરા ગુણી અને ચપલ માણસો હોય છે, તેમને એક વખત પોતાનો હેતુ સફલ થવાનો માર્ગ જણાયો એટલે પછી તેઓ સ્વસ્થ બેસતા નથી; એકદમ ઉદ્યોગે લાગે છે. અને તે ઉદ્યોગમાં ગમે તેટલાં સંકટો આવે, તો પણ તેઓ કચવાતા નથી. ઉલટ, સંકટોથી તેમનો નિશ્ચય બમણો થાય છે. જતાં, આવતાં, બેસતાં, ઉઠતાં, ખાતાં, પીતાં, ધ્યાનમાં, મનમાં, સ્વપ્નમાં તેમને એક જ વિચાર જણાતો હોય છે કે; પોતાનો હેતુ સફલ કેમ થાય. અને એવું એકાદા કામનું ગાંડું લાગ્યું, એટલે પછી તે કામ સિદ્ધ થાય નહિ, એમ બનતું જ નથી. ધ્રુવની આવી જ અવસ્થા

થઇ હતી. તે કેવળ ગાંડો જ બન્યો હતો. એવી સ્થિતિમાં દિવસ પૂરો થયો, રાત પડી. આખો દિવસ મનમાં ઘણો ત્રાસ થવાથી સુનીતિ જલદીથી જ પથારી પર સુતી. છોકરો સમજ્યો, એ જોઇ તેનું મન શાંત થયું હતું અને તેથી જ જલદીથી તેને ઉંઘ આવી. ધ્રુવ તેના પાસામ જ સુતો હતો પણ તેને તો ઉંઘ આવતી ન હોતી! કેવી રીતે આવે? મન શાંત હોય તો પથ્થર પણ ઉંઘ આવે છે પણ મન વિચારમાં ગુંથાયું હોય છે ત્યારે સુંવાળી ગાદી પર પણ તડફડાટ થાય છે. સ્વચ્છ આકાશમાં જેમ વાદળાં આવે છે, તેમ ધ્રુવનું સરળ મન ચિંતાથી ઘેરાઇ ગયું હતું, અને તેથી તેને સહેજ પણ ઉંઘ આવતી નહોતી. કમળ સરખું તેનું સુંદર મોઢું ચિંતાથી નિસ્તેજ થયું હતું

એમ થતાં થતાં બે પહોર રાત્રિ થઈ, તો પણ તેને ઉંઘ આવી નહિ. ઉલટી તેની ચિંતા વધવા લાગી. અંતઃકરણમાં આગ સળગી હોય એમ તેને લાગવા માંડયું. "ઇશ્વર કેમ અને ક્યાં મળશે," આ જ વિચાર તેને



પ્રભો! તું આ બાળક ઉપર દયા કેમ નથી કરતો? (પૃ. ૨૭

બાળતો હતો. તે મનમાં ને મનમાં ઇશ્વરનું ધ્યાન કરવા લાગ્યો. છેવટે ઉભો રહી હાથ જોડી તે બોલ્યો;—“પ્રભો! તું આ બાળક ઉપર દયા કેમ નથી કરતો? તું દયાળુ છે, એમ બા કહે છે; તો શું તને મારી દયા નથી આવતી? તું મને ટટળાવે છે કેમ? પિતાએ મને દૂર કહાડયો, માએ મારૂં અપમાન કર્યું: મારી બા છે, પણ તે બિચારી શું કરે? તેને જ જ્યાંથી ત્યાંથી દુઃખ પ્રાપ્ત થાય છે. અને તેમાં વળી મારૂં દુઃખ જોઇને તો તેને ઘણું જ ખરાબ લાગે છે. માટે પ્રભો, તારા શિવાય હવે મને કોનો આધાર રહ્યો? તું અત્યારે ન હોય તો મારૂં દુઃખ કોણ દૂર કરે? માટે પ્રભો, આવ! આવ!! જલદી આવ!!!” પણ શું? ઇશ્વર તો કાંઈ આવ્યા નહિ. કેટલીક વાટ જોઇ ફરીથી તેણે ઇશ્વરને બૂમ મારી. તો પણ ઇશ્વર કાંઇ આવ્યા નહિ. તેમ તેમ તેનું મન વધારે અસ્વસ્થ થવા લાગ્યું. તેને કાંઇ સૂઝયું નહિં અને ઇશ્વર કેમ નથી આવતા એ સમજાયું નહિં. ઇશ્વર બહાર હશે એમ સમજી તે

ઘરમાંથી બહાર આવ્યો. ફરીથી તેણે ઇશ્વરને બૂમ મારી પરંતુ તે ક્યાંય પણ દેખાયા નહિ. ધુનમાંને ધુનમાં તે ઇશ્વરને બૂમો મારતો મારતો શહેર બહાર નિકળી પડયો. તેના મનમાં એક જ વિચાર હોવાથી તેને ભય–બય ક્યાંય જણાયો નહિ. માણસ એક નિશ્ચયથી ઉદ્યોગ કરવા લાગ્યો, એટલે તેના મનમાં બીક ઉભી રહેતી જ નથી. અસ્તુ. શહેર બહાર આવ્યો, તોપણ ઇશ્વર દેખાવાનાં કાંઈ લક્ષણ દેખાયાં નહિ, એટલે તે મનમાં બોલ્યો;—"પ્રભુ, તું મને દર્શન દેતો નથીને? ઠીક છે, હું પણ એવો નિશ્ચય કરૂં છું કે, તને મેળવ્યા શિવાય હું હવે ઘેર પાછો પણ જઇશ નહિ. તું જ્યાં હઇશ ત્યાં હું જઇશ, અને તને મેળવી તારી પાસેથી અચલ પદ મેળવીશ, ત્યારે જ આ મોઢું ઘેર દેખાડીશ. જે ઠેકાણે મારૂં અપમાન થાય, તે ઠેકાણે હું જાઉં કેવી રીતે? તું કેવો મને નથી મળતો તે હવે હું જોઉં છું. ગમે તેટલું દૂર જવું પડે, ગમે તેવા મારા હાલ થાઓ, તો પણ હું પાછો ફરીશ નહિ."

આવો નિશ્ચય કરી તે, તે મધ્ય રાત્રિના વખતે ઇશ્વરની શોધ કરતો કરતો આગળ ચાલ્યો. તેણે ઇશ્વરને બૂમો મારવાનો એક સરખો સપાટો ચલાવ્યો હતો. આગળ જતાં એક જંગલ આવ્યું. વાઘ, વરૂ, સર્પ વગેરે ભયંકર પ્રાણીઓ તેની નજરે પડયાં, તો પણ તે ડગમગ્યો નહિં. અને તે પ્રાણીઓએ પણ તેને કાંઇ ઇજા કરી નહિ. જે જીવ ઉપર ઉદાર થાય તેનો જીવ કોણ લે ? જે જીવથી બીએ છે તેને ઘણી બાજુથી બીક લાગે છે. તેમાં વળી જે નિશ્ચયથી ઇશ્વરને મેળવવા નિકળ્યો, તેનો કોઇથી વાળ પણ વાંકો થતો નથી. તેને જોઇ ક્રૂર પશુઓ પણ પોતાનો જાતિસ્વભાવ ભૂલી જાય છે. ભક્તિનો ગુણ જ એવો હોય છે. અને તેથી તે સઘળાં ક્રૂર પશુઓ બાજુ થઇ તેને માર્ગ આપે છે.

કોઇ પણ કાર્ય સિદ્ધ થવામાં મનુષ્યમાં બે ગુણ હોવા જોઇએ. નિશ્ચય અને ઉદ્યોગ. આ બે ગુણ હોય તો કામ થયા શિવાય રહે નહિ. ઉદ્યોગ કેમ કરવો, કયા માર્ગે જવું, આ કહે-

નાર કોઈ પણ ગુરુ હોવો જોઇએ. માર્ગ દેખાડનાર ગુરુ ન હોય તો ઉદ્યોગનો રસ્તો ચુકી જવાનો સંભવ છે. અને એમ થયું—ઉદ્યોગનો રસ્તો ચુકી ગયા—તો મહેનત ફોકટ જાય છે અને ફળ મળતું નથી. ગુરુ શિવાય કોઇ પણ વિદ્યા નથી. માટે દરેક બાબતમાં ગુરુ જોઇએ જ. ફક્ત તે ગુરુ સારો જોઇએ. નહિતો એકાદશીને ઘેર શિવરાત્રિની કહેવતના જેવું થાય. માટે ગુરુમાં જે ગુણ હોવા જોઇએ, તે જેનામાં હોય, તે મનુષ્ય બરોબર પારખી, પછી તેને ગુરૂ કરવો. જગતમાં અસલ કરતાં નકલ ઘણી હોય છે, એ ભૂલવું નહિ. જેટલો સાચો માલ હોય છે, તેના કરતાં સેંકડો ગણો નકલી માલ હોય છે. માલની પારખ કરવી એ દરેકને સ્વાધીન છે. માટે તે પારખ કરવાનું મનુષ્યે પહેલાં શિખવું જોઇએ. પારખ ચુક્યા તો દોષ આપણો છે. નકલી માલ બજારમાં કેમ આવે છે? એમ કહેવું નકામું છે. કારણ કે દુનિયામાં ખરૂં ખોટું હોવું જ જોઇએ. તાત્પર્ય કે, ગુરૂ જોઇએ ખરો, પણ તે ઢોંગી ન હોવો

જોઈએ. આટલી કાળજી મનુષ્યે રાખવી જોઇએ. તેમ ગુરૂ શિવાય કોઇ ખરો માર્ગ દેખાડતું નથી. તો પછી સઘળામાં વિકટ એવો ઇશ્વર મેળવવાનો માર્ગ તો ગુરૂ શિવાય ક્યાંથી સમજાય વારૂ ? ન જ સમજાય. પણ આ બાબતમાં ઇશ્વરની એક ઘણી સારી વ્યવસ્થા છે. તે એ કે, ભક્તના મનનો નિશ્ચય બરોબર થયો કે તે ગુરૂ એની મેળે જ મોકલે છે. આપણો ભકત ભલતે જ માર્ગે જઈ વિનાકારણું દુઃખમાં પડે નહિ, એવી તેની ઇચ્છા હોવાથી પોતાને મેળવવા માટે પ્રયત્ન કરતા ભકતનો હાથ પકડી ખરે માર્ગે લાવવા માટે તે દયાળુ પરમેશ્વર કોઈપણ યોગ્ય ગુરૂની સાથે તેને મેળવે છે. ધ્રુવને આ ઠેકાણે તેવા જ ગુરૂ મળ્યા. અથવા તો તેનો નિશ્ચય જોઈ પેરમેશ્વરે જ પોતે તેની પાસે તેમને મોકલી દીધા. ધ્રુવ અરણ્યમાં ગાંડા સરખો ભટકતો જતો હતો એવામાં એકાએક તેને નારદ મુનિ મળ્યા. ધ્રુવને જોઈ તે બોલ્યાઃ—" બેટા ! તું કયાં ચાલ્યો ? "

ધ્રુવ બોલ્યો;—"મહારાજ! હું ઇશ્વર મેળવવા જાઉં છું."

નારદ બોલ્યા;—"કેમ વારૂ બેટા ?"

ધ્રુવ બોલ્યો;—"મહારાજ! મારી માએ મને એમ કહ્યું કે, તે ઘણા દયાળુ છે. દુઃખી અને દીન માણસ ઉપર તે ઘણી દયા કરે છે, અને તેનાં દુઃખ દૂર કરી તેને સુખી કરે છે. તેમને સંતુષ્ટ કર્યા, એટલે તે મનુષ્યની સઘળી ઇચ્છા પૂરી કરે છે."

નારદ બોલ્યા;—"બેટા! તારી બાએ કહ્યું તે સઘળું ખરૂં છે. પણ તને શી કમીના છે. તું રાજપુત્ર! પૈસાનો, નોકર ચાકરનો, તને શેનો તોટો છે? ઇશ્વર પાસે તું શું માગીશ?"

ધ્રુવે ઉત્તર આપ્યો;—"મને શી કમીના છે, એમ આપ પૂછો છો? ઠીક છે. સાંભળો ત્યારે મારી હકીકત. હું રાજપુત્ર છું, માટે હું સુખી હોઉં એમ દેખાય છે ખરૂં, પણ ખરી વાત તેમ નથી. આજ એમ થયું કે, મારો ભાઇ ઉત્તમ પિતાના ખોળા ઉપર બેઠેલો હતો, એટલામાં હું ત્યાં ગયો. આ વખતે મને પણ

તેમના ખોળા ઉપર બેસવાનું મન થયું. પિતાએ માની બીકથી મને ખોળામાં બિલકૂલ લીધો નહિ એટલું જ નહિ, પણ મારા સામું જોયું ન જોયું કર્યું. શિવાય માએ પણ મારૂં થાય તેવું અપમાન કર્યું. તે બોલી;—"તું સુનીતિનો છોકરો છે માટે મહારાજાના ખોળા ઉપર બેસવાને તું યોગ્ય નથી. મારો છોકરો ઉત્તમ જ તેમના ખોળા ઉપર અને સિંહાસન ઉપર બેસવાને યોગ્ય છે." મેં ફકત માના પેટે જન્મ લીધો નથી. મારી બાના એટલે સુનીતિના પેટે જન્મ લીધો છે એટલા માટે, રાજસિંહાસન તો દૂર રહ્યું પણ પિતાના ખોળા ઉપર સુદ્ધાં બેસવાનો મને અધિકાર નથી. આ સાંભળી મને કેટકેટલું ખરાબ લાગ્યું તે હું કેમ કહું ! એટલા માટે મેં પ્રતિજ્ઞા કરી છે કે, હું ઇશ્વર પાસે એવું સ્થાન મેળવું કે, જ્યાંથી કોઈ મને "ઉઠ" એમ કહેનાર ન હોય. માટે હરિ ભગવાનને મળી તેવું સ્થાન માગવું, આ હેતુથી હું નિકળ્યો છું. મહારાજ, શું ને મારી ઇચ્છા પૂરી નહિ કરે ?"

ધ્રુવ બાળકનું તે તેજ, રુવાબ અને સ્વાભિમાન જોઇ નારદ એકદમ છક થઈ ગયા. તે બોલ્યા;—"બાળ! તું હરિને જો સંતુષ્ટ કરીશ, તો તે તારી ઇચ્છા પૂર્ણ કરશે જ. તે ઘણા દયાળુ છે. ગરીબ, અને દુઃખી લોક ઉપર તેમને ઘણો પ્રેમ હોય છે. ફકત તેના ઉપર આપણો સર્વ ભાર નાંખી અત્યંત શુદ્ધ મનથી તેના શરણે જવું જોઇએ."

ધ્રુવ બોલ્યોઃ—"મહારાજ! ખરી વાત? શું દીન અને દુઃખી લોક ઉપર તેમની કૃપા હોય છે? મહારાજ! હું કેટલો દુઃખી છું એ કેવી રીતે કહું! બાએ કહ્યું ત્યારથી આરંભીને મને એમ જ થયું છે કે, ક્યારે એક વખત મને ઇશ્વર મળે? તેમને મેળવવા માટે મેં કેટલીક ખટપટ કરી. મનમાં ને મનમાં તેમને કેટલીક હાંકો મારી! તેમને શોધવા માટે ઘરમાંથી નીકળી અરણ્યમાં આવ્યો પણ શું? તે મને હજુ સુધી ક્યાંય દેખાતા નથી. આપ કહો છો, તે દયાળુ છે; બા પણ તેમ જ કહે છે. તો પછી તેમને મારી દયા કેમ નથી આવતી વારૂ?

મારૂં દુઃખ તેમને સમજાયું કે નહીં ? પણ તેમને મળ્યા શિવાય હું કેવી રીતે તે કહું ? અને એમ કહ્યા શિવાય તેમને ખબર પણ શી પડે ? એટલા માટે પહેલાં તેમને મળવું જોઇએ. કેમ વારૂ મહારાજ ! તે મળશે ? મહારાજ ! આપ સારા સમજુ માણસ દેખાઓ છો, તો એટલું કૃપા કરીને કહોને મને !"

નારદે ઉત્તર આપ્યો કેઃ—" બેટા ! હું તને કહું છું તેમ કર. યમુના નદીના કાંઠા ઉપર મધુવન નામનું એક ઘણું જ સુદર સ્થાન છે. ત્યાં તું જા. નદીમાં સ્નાન કર અને એક ચિત્તે તે પરમેશ્વરનું ધ્યાન કર. પછી તે તને દર્શન આપશે. તે ખરેખર દયાળુ છે. દીન, અને દુઃખી લોકોની તેને ઘણી દયા આવે છે."

ધ્રુવ બોલ્યોઃ—" પણ ધ્યાન એટલે શું, અને તે કેમ કરવું, એ હું ક્યાં જાણું છું ? મહારાજ, આપ દયા કરી તેટલું કહો તો આ બાળક ઉપર આપનો મોટો ઉપકાર થશે.

નારદે ઉત્તર આપ્યોઃ—" મનમાંથી દુનિયાની સઘળી વાતને વિસારે પાડવી, તે એટલે

સુધી કે પોતાના દેહની પણ દરકાર ન કરવી, અને તે સર્વ પરમેશ્વરને સોંપવું અને ફક્ત તે પરમેશ્વરનો જ વિચાર કરવો. એને ધ્યાન કહે છે." પછી ધ્યાન કરવા માટે કેમ બેસવું જોઇએ, એ નારદે તેને દેખાડયું. તેમણે તેને એક મંત્ર શિખવાડયો અને કહ્યું;—"બેટા! આ પ્રમાણે ધ્યાન કરી અને આ મંત્ર જપી તું પરમેશ્વરને સંતુષ્ટ કરીશ, એટલે તે પોતે તારી આગળ આવીને ઉભા રહેશે. ફક્ત તારી ભક્તિ સાચી છે કે નહિ, તે જોવા માટે તારી પાસે તે પુષ્કળ દુઃખો ભોગવાવશે. અને તે દુઃખો ભોગવીને પણ તારૂં ધ્યાન ઇશ્વરમાંથી ખસતું નથી, એની ખાત્રી થઈ કે તે તને દર્શન આપશે. આ સંકટની કસોટી ઘણી કઠિણ છે. ગમે તેવા હાલ થાય તો પણ હાથમાં લીધેલું કામ છોડવું નહિ, એવો જેનો બરોબર નિશ્ચય થઇ જાય છે, તેના જ કામમાં યશ મળે છે. પત્થર જ્યારે સલાટના ઘાવ સહન કરે છે, ત્યારે તેનામાં દેવપણું આવે છે. સોનાને અગ્નિમાં તાવીને બહાર કાઢીએ છે

ત્યારે જ તે ખરૂં ઠરે છે. દેવતામાં જો તે કાણું પડયું, તો તેની કિંમત એકદમ કમી થાય છે. તેમ જ સારૂં કામ કરવા માટે જે નિકળે છે, તેના નિશ્ચયની પરીક્ષા કરવા માટે પરમેશ્વર તેના ઉપર સંકટ નાંખે છે. તે પરીક્ષામાં જો તે ટકયો, તો તેને યશ, કીર્તિ અને સુખ એ કાયમનાં મળે છે. પરમેશ્વરને મેળવવાની ઇચ્છાવાળાને પણ આ નિયમ જ લાગુ પડે છે. ઘણા દિવસ ભક્તિ કરવી પડે, અનેક સંકટો આવે, તો પણ ન ડગતાં તે સહન કરવાં; ગમે તે થાય તો પણ પરમેશ્વરનો વિચાર છોડવો નહિ. આમ કરીશ તો તે પરમેશ્વર તારી ઉપર કૃપા કરશે. દુઃખ પડયું એટલે એમ ન જાણવું કે, પરમેશ્વર નિર્દય છે. સંકટની કસોટી ન થાય તો ખરી ખોટી ભક્તિનો નિશ્ચય થતો નથી. વ્યવહારમાં સુદ્ધાં સંકટ વખતે જ મનુષ્યના પ્રેમની પરીક્ષા થાય છે. સુખની વખતે મનુષ્યની પાસે હજારો લોક આવે છે પણ સંકટ વખતે સર્વ પાછાં પગલાં કરે છે. સંકટ વખતે જે રહે છે,—આપણે માટે જે દુઃખ પણ ભોગવવા

તૈયાર થાય છે,—તે જ ખરો મિત્ર. તેમ જ વિપત્તિ પડે તો પણ જે પરમેશ્વરની ભક્તિ છોડતો નથી, તે જ પરમેશ્વરને પ્રિય થાય છે. એવી રીતે કસોટીમાંથી જે પાર ઉતરે છે તેને પરમેશ્વર ઉલટો દાસ બને છે. માટે એટલું ખાસ ધ્યાનમાં રાખજે. બીશ નહિ, કચવાઇશ નહિ, ડગીશ નહિ, નિશ્ચય છોડીશ નહિ. તારો મનોરથ પરો થશે, આવો મારો તને આશીવાદ છે."

આ પ્રમાણે ધ્રુવને ઉ-તેજન આપી અને તેને પરમેશ્વરનો માર્ગ દેખાડી, નારદ મુનિ પોતાને રસ્તે પડ્યા.





હાય ! હાય ! ક્યાં ગયો મારો બાળ ?  ] પૃ. ૩૯

# प्रकरण ३ जुं.

### હાય ! હાય ! ક્યાં ગયો મારો બાળ !

બાળકો ! ધ્રુવના ગયા પછી રાજમહેલમાં શી હકીકત બની, તે આપણે હવે જોઇએ. પછી આપણે ધ્રુવ તરફ વળીશું.

ધ્રુવના ગયા પછી ઘણી વારે સુનીતિ જાગી. જુએ છે તો પથારીમાં ધ્રુવ મળે નહિં. આથી તે એકદમ ગભરાઈ ગઇ અને હાય ! હાય ! ક્યાં ગયો મારો બાળ ! આવા ઉદ્દગાર એકદમ તેના મુખમાંથી નિકળી પડ્યા. તેને પહેલાં તો કાંઈ જ સુઝયું નહિં ! ખરૂં છે. તે પોતાના એકના એક સદ્દગુણી છોકરા સામું જોઈ પોતાનું સઘળું દુઃખ ગળી ગઈ હતી. અને તે જ છોકરો દૂર થતાં તેનો જીવ કેમ વારૂ ઠેકાણે રહે ?

તેણે દીવો લીધો. સઘળા ઓરડા શોધ્યા. તેની બેસવાની તથા રમવાની જગા જોઇ. પરંતુ કોઇ ઠેકાણે તેનો પત્તો લાગ્યો નહિ. હાથમાં દીવો લઈ તેમને તેમ તે બહાર નિકળી.

પણ છોકરો ક્યાંય જણાયો નહિ. ફરીથી તે ઘરમાં પાછી આવી. આ વખતે બરોબર ગાંડા માણુસ જેવી તેની સ્થિતિ થઈ હતી. તેણે આખા રાજમહેલની જડતી લીધી! પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. ફરીથી તે બહાર આવી. આસપાસ તેણે પોતે ઘણી તપાસ કરી પણ કોઇ ઠેકાણે પત્તો લાગ્યો નહિ! ફરીથી તેને વિચાર આવ્યો, આટલો છોકરો જાય ક્યાં, ઘરમાં જ કોઇ ઠેકાણે હશે. મેં બરોબર લક્ષ દઇ તપાસ્યું નહિ હોય, હશે તો તો ઘરમાં જ હશે. અર્થાત્ તે પાછી ઘેર ગઇ. એક ઠેકાણે તેણે એક લુગડું પડેલું જોયું. તે જોતાં બરોબર જ તેના મનમાં એકદમ આશા ઉત્પન્ન થઇ અને તેને આનંદ થયો. આપણી ખોવાયેલી થાપણ પડી એમ તેના મનને લાગ્યું. ઘણા ઉલ્હાસથી તે ત્યાં ગઇ. લુગડા પાસે દીવો ધરી જુએ છે, તો શું! કાંઇ નહિ. ફક્ત લુગડું! તેની આશા એકદમ કરમાઇ!

પછી તે નિરાશાથી ગાંડી થઈ ઉત્તાનપાદ રાજાના મહેલ તરફ દોડી! દાસ દાસીઓને

ઉડાડવા મંડી, તો કોઈ ઉઠી, કોઇ ઉઠી જ નહી ! કોઇ વળી જાણીજોઈ ઉંઘવાનો ઢોંગ કરી પડી રહી ! અણમાનીતી રાણી ! તે બિચારીનું કોણ માને ! “ ઘર ફર્યું, એટલે ઘરની વળીઓ પણ ફરે, ” એમ જે કહેવાય છે તે ખરૂં છે ! દુનિયા એવી જ છે. અસ્તુ. સુનીતિ બે દાસી-ઓને સાથે લઇ રાજાના સુવાના ઓરડા પાસે ગઇ. તેણે બારણાં ખખડાવ્યાં. ઉત્તાન-પાદ રાજાએ જાગીને પૂછયું-“ કોણ છે ? શી ગડબડ છે ? ”

સુનીતિએ રડતાં રડતાં જવાબ આપ્યો;—“ અરે મહારાજ ! સર્વસ્વ નાશ પામ્યું. જલદી ઉઠી બહાર આવો ! મારો ધ્રુવ બાળ કોઇ ઠેકાણે પણ જડતો નથી ! ”

આ સાંભળતાં જ રાજા એકદમ બહાર આવ્યો. એટલામાં રાજમહેલનાં બીજાં માણસો પણ ઉઠ્યાં. રાત થોડી જ બાકી રહેલી હતી. જ્યાં ત્યાં શોધાશોધ શરૂ થઇ. સઘળે ઠેકાણે એક જ ધાંધલ મચી રહી !

દિવસ ઉગ્યો. હાં હાં કહેતામાં તો આખા નગરમાં વાત ફેલાઇ. જે તે, કોઇ બક્ષિસની આશાથી, તો કોઇ પ્રેમથી રાજપુત્રની શોધ કરવા મંડયા. તળાવ, કુવા, નદી, સઘળી બાજુ શોધ થઇ. પણ કાંઈ પ-તો લાગ્યો નહીં. સઘળા લોક ચિંતામાં પડયા. કોઇનો કાંઇ પણ તર્ક ચાલ્યો નહીં.



# પ્રકરણ ૪ થું.

—:o:—

## ધ્રુવની ખબર

મનુષ્યના હાથે જો એકાદ ભૂલ થઇ હોય, અને તે ભૂલને લીધે જો કાંઇ ભયંકર પરિણામ થઇ આવ્યું, તો તે મનુષ્યને મરણ કરતાં પણ તે વસમું થઇ પડે છે. ઉત્તાનપાદ રાજાની આ વખતે તેવી જ અવસ્થા થઈ. "મેં ધ્રુવને ખોળા ઉપર લીધો નહિ, આ વાત તે માર સુકુમાર બાળકના અંતઃકરણમાં ખુંચી. તેમ વળી સુરૂચિનું, કાળજું કોરી નાખનારૂં ભાષણ તે માની છોકરાથી સહન ન થઇ શકવાથી તેણે પોતાના જીવનું કાંઈ પણ કર્યું હોવું જોઇયે, એ નક્કી. કેવો હું ચંડાળ ! કોણ જાણે તે વખતે મારી અક્કલ એટલી કેમ ગુમ થઈ! "પહેલાં બુદ્ધિ જાય છે, અને પછી ભાંડવલ જાય છે." આમ જ કહે છે તે ખરૂં છે ! મારા બાળકના એકેક ગુણ સંભારૂં, તો મારૂં કાળજું ચિરાઇ જાય છે." આ પ્રમાણે ઉત્તાનપાદ રાજાએ ખૂબ આક્રંદ કરવા માંડયું. સુમારે એક પહોર

દિવસ ચઢયો. આ વખતે રાજમહેલ પાસે લોકોની એટલી બધી ભીડ થઇ હતી, કે જાણે ત્યાં લોકોનું એક ઘાઢ વન જ થયું હોય! દરેક જણ ધ્રુવ સંબંધી મનમાની કલ્પના કરતા હતા. એટલામાં "નારદ મુનિ આવ્યા! નારદ મુનિ આવ્યા!" આવો શબ્દ સંભળાયો. અને તે સાંભળતાં જ સઘળાનું ધ્યાન તે બાજુ ગયું. અને ખરેખર, તે વખતે ત્યાં નારદ મુનિ આવી દાખલ થયા. તે ધ્રુવને ઉપદેશ કરી નિકળ્યા, તે બારોબાર અહિંયાં આવ્યા. સઘળાંને ઘણો આનંદ થયો. અને આવા સંકટસમયે નારદ મુનિ જેવા સત્પુરુષનું આગમન એક શુભ શકુન સમાન છે, એમ સઘળાંને લાગ્યું. રાજા, પ્રધાન અને બીજા સઘળા લોકો તેમના ચરણમાં નમી પડ્યા. નારદ મુનિએ હસતે મોઢે સર્વને આશીર્વાદ આપ્યો. ઉત્તાનપાદ રાજાએ તેમને એક ઉંચા આસન ઉપર બેસાડ્યા, અને વિધિપૂર્વક તેમની પૂજા કરી, પછી બીજા સઘળા લોક પોતપોતાની જગ્યા ઉપર બેઠા. આ વખતે નારદ મુનિ

બોલ્યા;—"રાજા, તમો બધાંનાં મોઢાં કેમ વારૂ આજે આવાં ઉદાસ જણાય છે? તમો આજે કોઇ પણ વિલક્ષણ ચિંતામાં ડૂબેલાં હો તેમ જણાઓ છો. શું થયું છે વારૂ? તારાં સઘળાં માણસો ખુશીમાં તો છે ને?"

ઉત્તાનપાદ રાજાએ જવાબ આપ્યો;—"મહારાજ! શું કહું! અમારી ઉપર આજે તેવો જ પ્રસંગ આવી પડયો છે. મારો સદ્ગુણી બાળ ધ્રુવ આજ રાત્રે ક્યાંક ચાલી ગયો છે. કાંઇ સમજાતું નથી. અમે તેની જ ચિંતામાં છીએ. મહારાજ! કાલે એમ બન્યું કે, સુરુચિનો છોકરો ઉત્તમ મારા ખોળામાં બેઠેલો હતો; એટલામાં ધ્રુવ ત્યાં આવ્યો. તેને પણ મારા ખોળા ઉપર બેસવાનું મન થયું. હવે જો હું ધ્રુવને ખોળા ઉપર લઇશ તો સુરુચિને ખરાબ લાગશે, આવી શંકા આવવાથી મેં ધ્રુવના સામું ધ્યાન આપ્યું નહિ. સુરુચિ પણ તેને લાગે એવું બોલી. આ સઘળી વાતનો વિચાર કરતાં મનમાં એવી શંકા આવે છે કે, તે અપમાનના દુ:ખથી તેણે પોતાના જીવનું કાંઇ

પણ સાહસ કર્યું હોવું જોઇએ." આમ બોલ્યા પછી ઉત્તાનપાદને દુઃખનો એટલો ડુમો ભરાઇ આવ્યો કે, તે પોતાના બે હાથે મોઢું ઢાંકી ડસકાં ભરી રડવા લાગ્યો. બીજા સઘળા લોકોએ પણ પોતાનાં મોઢાં નીચાં કર્યાં. આવી રીતે જ્યાં ત્યાં ફરીથી એક વખત દુઃખની છાયા પથરાઈ.

ત્યારે નારદ મુનિયે કહ્યું;—"રાજા! ઘણું દુઃખ ન કર. તારો ધ્રુવ ખુશીમાં છે. આજ સવારે જ તેનો અને મારો મેળાપ થયો હતો. તેણે મને સઘળી હકીકત કહી. તે ઇશ્વરને મેળવવા માટે મધુવનમાં ગયો છે અને તે મેળવ્યા પછી જ પાછો આવશે. રાજા! ધ્રુવ જેવો તેવો છોકરો નથી. તેનામાં ખરૂં પાણી છે. તારૂં મોટું ભાગ્ય છે કે તને એવો પુત્ર મળ્યો. તે તારૂં અને તારા કુળનું ભૂષણ છે. તારા કુળને તે કાયમની કીર્તિ મેળવી આપશે."

નારદને મોઢે આ હકીકત સાંભળી ઉત્તાનપાદને જેટલો આનંદ થયો, તેટલું જ આશ્ચર્ય થયું. આ શિવાય રાજાને ચાર સમાધાનની

વાર્તા કહી નારદ મુનિ ચાલ્યા ગયા. તેમના ગયા પછી ઉત્તાનપાદે પોતાના પ્રધાનને એવો હુકુમ કર્યો કે, ધ્રુવને પાછો લાવવા માટે માણસ મોકલો. રાજાના મુખમાંથી શબ્દ બહાર પડતાં, તે જ ક્ષણે સઘળી તૈયારી થઇ. ઘોડા તૈયાર થયા અને હવે માણસો જશે, એટલામાં સુનીતિ ત્યાં આવી ઉભી રહી. સઘળાંઓને ઘણું આશ્ચર્ય થયું. તે બોલી;—"મહારાજા ! આ દાસીની વિનંતિ છે કે, મારો ધ્રુવ પરમેશ્વરની કૃપા મેળવવા માટે ગયો છે, માટે તેને પાછો આણવાનો વિચાર આપ કરશો નહિ. પરમેશ્વરના કૃપાપાત્ર થવાનો ઉદ્યોગ કરવા કરતાં, મનુષ્યને આ જગતમાં બીજું કયું શ્રેષ્ઠ કર્તવ્ય છે વારૂ ? આવો સત્પુત્ર આપણને મળ્યો, એના કરતાં મોટું નશીબ તે કયું ? અને આવા સારા પ્રયત્નમાં તેનો દેહ જો પડ્યો, તોને સારૂં જ થયું એમ કહેવું જોઇયે. કારણ કે, એના કરતાં મનુષ્યને ઉત્તમ મરણ કયું છે વારૂં ? જન્મની પાછળ મૃત્યુ લાગેલું જ છે. માટે મનુષ્ય ગમે ત્યારે જવાનો ! મરણ

ગમે ત્યારે પણ જો આવવાનું જ છે, તો સત્કર્મ કરતાં તે આવે એના કરતાં વળી બીજો લાભ કયો? અને પરમેશ્વર મેળવવા કરતાં બીજું સત્કૃત્ય કયું? જે સામાન્ય માણસો છે, તેમને જન્મ અને મૃત્યુની યાતના વારંવાર ભોગવવી પડે છે; કારણ જ્યાંસુધી મનુષ્યે ઇશ્વરનું ખરૂં સ્વરૂપ ઓળખ્યું નથી, ત્યાંસુધી તેને જન્મ અને મરણના રેંટીયામાં ફરતું રહેવું જ પડવાનું. જેણે ઇશ્વરને ઓળખી લીધા છે, તેને જ મહાત્મા કે સાધુ કહે છે. અને એવા મહાત્માઓ અને સાધુઓ ફકત મરણ એટલે શું, તે એક વખત અનુભવે છે. ત્યારે સઘળા લોકોના રસ્તામાં આવનારૂં મરણ મારા ધ્રુવના રસ્તામાં પણ ગમે ત્યારે આવવાનું જ છે. પણ મહારાજ! ઇશ્વર માટે મરણ આવવું, એ યોગ દુર્લભ છે. એ તો મોટા ભાગ્યવાનને જ આવે છે. જેમ કુતરાં, બિલાડાં મૃત્યુના મોઢામાં પડે છે, તેમ જ દુનિયામાંનાં ઘણાં માણસો પડે છે. અર્થાત્ જન્મ લીધા પછી તેઓ કાંઈ પણ કરતાં નથી. ફકત જન્મ લેવો, ખાવું,

પીવું, મરાય એટલી મોજ મારવી, અને એક દિવસ મરી જવું. કુતરાં અને બિલાડાં, પણ એમ જ કરે છે. ત્યારે શું મનુષ્યને કુતરાં બિલાડાં કરતાં કાંઈ વધારે કરવાનું નથી? જગત્ એ શું છે? તે કોણે ઉત્પન્ન કર્યું? કેમ કર્યું? તે ઉત્પન્ન કરનાર કેવો છે? તેનો અને આપણો સંબંધ શો? વિગેરે પ્રશ્નો વિચારવા એ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે. અને તે મુખ્ય કર્તવ્ય તેણે કર્યું કે તેના જન્મનું સાર્થક થયું. એવા જ જન્મ સાર્થક કરનારા માર્ગે ધ્રુવ છે ને? તો પછી મહારાજ? આપણે તેને પાછો લાવવાનો ઉદ્યોગ શા માટે કરવો જોઇએ. ઇશ્વર મેળવવાનો ઉદ્યોગ કરતાં, મારા ધ્રુવને જો મરણ આવ્યું તો તેમાં તેની, આપની અને આપના કુલની અખંડ કીર્તિ થવાનો સંભવ છે. નહિ શું થાય મહારાજ? વળી નારદ મુનિનું વચન કેમ ખોટું થાય વારૂ? તે યશસ્વી થઇ જલદીથી જ પાછો આવશે, એમ તેમણે કહ્યું છે ને? ધ્રુવ નથી એમ સમજતાં બરોબર મારો જીવ ઠેકાણે ન હતો; પણ તે ખુશીમાં હોઈ

અમુક કારણ માટે અમુક ઠેકાણે ગયો છે એવું નારદ મુનિના મોઢે જ્યારે મેં સાંભળ્યું ત્યારે મારૂં એકદમ સમાધાન થયું. હાલમાં મને તેનું કાંઈ લાગતું નથી. મહારાજ! હું આટલું બોલી, તેનો મનમાં રોષ આણશો નહિ. મને જે યોગ્ય લાગ્યું, તે મેં આપને કહ્યું. હવે મારી હાથ જોડી એટલી જ વિનંતિ છે કે, ધ્રુવને પાછો આણવા માટે માણસો મોકલશો નહિ; —જરૂર ન જ મોકલશો. પછી તો જેવી આપની મરજી!"

આટલું બોલી સુનીતિ ચાલી ગઈ. રાજા કેટલોક વખત ઘણો સ્તબ્ધ બેસી રહ્યો. શું કરવું તે કાંઈ તેને સુઝયું નહિ. તેનું મન મોટા ઘોટાળામાં પડયું. એક મન કહે છે કે, સુનીતિનું કાંઈ સાંભળવું નહિ. પણ બીજું મન કહે છે કે, સુનીતિનું આજ સુધી સાંભળ્યું નથી તેનું આ પરિણામ છે. સુનીતિ ખરી પતિવ્રતા છે. તેના કહેવા તરફ દુર્લક્ષ ન કરવું. ફરીથી પહેલા મને કહ્યું, પણ ધ્રુવની શી દશા થશે?

આવા વિચાર રાજાના મનમાં ચાલી રહ્યા હતા; પણ કાંઈ નક્કી વિચાર થયો નહિ. છેવટે ઘણો વખત વિચાર કર્યા પછી સુનીતિના શબ્દ પાછો વાળવો એ સારૂં નહિ, એમ તેણે ઠરાવ્યું. અર્થાત્ ધ્રુવને પાછો લાવવાના વિચાર બંધ રહ્યા.



# प्रकरण ५ मुं.

—:o:—

## ઉદ્યોગ

સારી રીતે ખેડાયલી જમિનમા બી વાવ્યાં હોય તો તે સારી રીતે ઉગે છે, અને ખડક ઉપર અથવા નહી ખેડાયેલી જમિન ઉપર બી વાવ્યાં હોય તો તેનો કાંઇ પણ ઉપયોગ થતો નથી. તે જ પ્રમાણે મનુષ્યને જ્યારે પાકી ભૂખ લાગે છે અને તે વખતે ખાધેલું અન્ન જેમ તેના શરીરમાં પચી જાય છે, તે પ્રમાણે કાચી ભૂખે ખાધેલું અન્ન પચતું નથી, પણ ઉલટો વ્યાધિ કરે છે. આ જ નિયમ ઉપદેશને પણ લાગુ પડે છે. પોતાને, કોઇ પણ ઉપદેશ કરી, સારે માર્ગે ચઢાવે, એવી પક્કી ઇચ્છા મનુષ્યના મનમાં ઉત્પન્ન થઇ, અને તે વખતે જો કોઇએ તેને ઉપદેશ કર્યો, તો તે ઉપદેશ તેના મનમાં સારી રીતે ઠસે છે અને તે ઉપદેશ પ્રમાણે તે મનુષ્ય તત્કાળ આચરણ પણ કરે છે. જ્યાં સુધી, પોતાને કોઇ પણ સારા માર્ગે

ચઢાવે, એવી ઇચ્છા મનુષ્યના મનમાં ઉત્પન્ન થઇ નથી, ત્યાં સુધી તેણે કરેલો ઉપદેશ ઘણે ભાગે વ્યર્થ થાય છે. ધ્રુવનું જ ઉદાહરણ જુઓ. ઇશ્વર મળે, આ નાદ તેને લાગેલો હતો. ઇશ્વર શિવાય તેને કાંઇ સુઝતું નહોતું. ઉંઘ, ભૂખ, તરસ, સઘળું કાંઈ તે વિસરી ગયો હતો. એક ફક્ત ઇશ્વર તેને દેખાતો હતો. તે મેળવવાનો માર્ગ દેખાડનાર કોઈ પણ મળે તો સારૂં એમ તેને થયું હતું. એટલામાં તેને નારદ મુનિ મળ્યા અને તેમણે તેને ઉપદેશ કર્યો; અને તેના મનની ઉપદેશ લેવાની તૈયારી હોવાને લીધે તે ઉપદેશ તેના મન ઉપર તત્કાળ ઠસ્યો. અને તે પ્રમાણે તેણે લાગલો જ ઉદ્યોગ પણ શરૂ કર્યો.

ઉપદેશ આપી નારદ મુનિ ચાલ્યા ગયા પછી ધ્રુવે મધુવનનો રસ્તો લીધો. પણ રસ્તે ચાલતાં ચાલતાં તે નારદ મુનિએ કહેલા મંત્રનો મોઢેથી સતત જપ કરતો હતો. મોઢામાં મંત્ર અને મનમાં પરમેશ્વર, એમ તેણે એક સરખી રઢ લગાવવાથી તેના મનમાં તે વખતે એક

પ્રકારનો વિલક્ષણ આનંદનો ઉભળકો ઉછળતો હતો. તેવો આનંદ તેણે આજ સુધી કોઇ વખત પણ અનુભવ્યો નહોતો. ઉત્તમ ઉત્તમ પદાર્થ ખાવાથી, રમવાથી, સારાં સારાં કપડાં પહેરવાથી, અને શરીર ઉપર ઘરેણાં ઘાલવાથી મનુષ્યને જે આનંદ થાય છે તે જૂદો; અને અત્યારે ધ્રુવને જે આનંદ થતો હતો તે જૂદો. આ આનંદમાં તેનું મન દંગ થઈ જવાથી તેને રસ્તાનો થાક બીલકુલ લાગ્યો નહિ. રસ્તામાં તેને કેટલાંયે જતાં આવતાં માણસો મળતાં પણ તેમની તરફ તેનું લક્ષ જ જતું નહોતું. પણ તે લોકોને તો આ તેજસ્વી બાળમૂર્તિ જોઇ ઘણો આનંદ થતો અને આશ્ચર્ય લાગતું. તેમ તેને કોઈ વિઘ્ન પણ કરતું નહિ. ઇશ્વરમાં ચિત્ત લાગવાથી તેના ચહેરા ઉપર એવું કાંઇ વિલક્ષણ તેજ આવ્યું હતું કે, મનુષ્યની વાત તો દૂર રહી, પણ ક્રૂર પશુઓને પણ તેને દુઃખ દેવાની બુદ્ધિ થતી નહોતી. તે પ્રાણીઓ એકદમ તેની પાસે આવતાં. અને તેને જોઈ સ્તબ્ધ થઇ જતાં. બહુ થતું તો તેનું શરીર સુંઘી

ચાલતાં થતાં. ધ્રુવના મનમાં તો લેશભાર પણ ભય પ્રકટયો નહોતો.

રસ્તામાં મળી આવતાં વૃક્ષનાં ફલ ખાવાં, ઝરણાંનું પાણી પીવું, ઉંઘ આવી તો એકાદા ઝાડ નીચે નીરાંતે સૂઇ રહેવું, અને ઉંઘ પૂરી થઇ કે ફરીથી રસ્તે પડવું આવો તેનો ક્રમ ચાલેલો હતો. કેટલેક દિવસે તે યમુનાના કાંઠા ઉપરના મધુવનમાં આવી પહોંચ્યો. તે સ્થળની સુંદરતાનું શું વર્ણન કરવું ! ત્યાં પૂર્ણ શાંતિ હતી. માણસની આવરજવર ન હોતી. પક્ષીઓના મધુર શબ્દ અને યમુના નદીના પાણીનો ખળખળ અવાજ, આથી તે શાંતિમાં અધિક રમણીયતા આવી હતી. પક્ષીઓનો શબ્દ મધુર અને નદીનો શબ્દ ગંભીર; મધુરતા અને ગંભીરતાનું મિશ્રણ મનને સ્વાભાવિક જ આનંદ આપે છે. શાંતતા, મધુરતા અને ગંભીરતા આ ત્રણ ગુણ એકઠા મળ્યા પછી તો બાકી જ શું ! તેમાં વળી આંબા, બેલ, જાંબુળ, વગેરે વૃક્ષોની શોભા તો અપાર થઇ પડી હતી. ઝાડનાં પાંદડાનો અને ફુલોનો રંગ

અનેક જાતનો હોવાથી તે શોભામાં વિચિત્રતા આવી તે મનને અધિક આનંદ આપતી હતી. વૃક્ષને આશ્રયે રહેલી વેલો આનંદથી ડોલતી હતી. વૃક્ષોની ડાળીઓની મદદથી તે વેલોના ઠેકાણે ઠેકાણે મોટા માંડવા બનેલા હતા. કેટલાક માંડવા તો એવા ગાઢ હતા કે, પ્રહર બે પ્રહર તો ત્યાં રાત્રિનો જ ભાસ થતો હતો.

આવા વનમાં આવ્યા પછી કોને વારૂ આનંદ ન થાય ? દરેકને થાય. તે પ્રમાણે ધ્રુવને પણ આનંદ થયો. ત્યાં આવ્યા પછી પવિત્ર યમુના નદીમાં તેણે સ્નાન કર્યું. પછી તે બાલ તપસ્વી પરમેશ્વરનું ધ્યાન કરવા માટે નારદ મુનિના કહેવા પ્રમાણે એક ઝાડ નીચે આસન માંડી બેઠો. ઉપર અનંત આકાશ, સ્હામે કાલિંદી—યમુના—નો વિસ્તીર્ણ પટ, કાલિંદીના સામા કાંઠાપરનો ઘણો જ ગાઢ અને નિર્જન પ્રદેશ, આગળ પાછળ વૃક્ષ વેલીઓની વાડીઓ, આવો ત્યાંનો સુંદર દેખાવ પરમેશ્વરનું ધ્યાન કરનારને સર્વ રીતે અનકૂલ થાય તેવો હતો.

ધ્રુવે નારદના ઉપદેશ પ્રમાણે ધ્યાન શરૂ કર્યું. એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ, એમ થતાં થતાં એક મહિનો થયો, બીજો મહિનો થયો, ત્રીજો ગયો, એમ પાંચ મહિના ગયા. આ પાંચ મહિનામાં ધ્રુવ ઉપર કેટલુંએ કષ્ટ આવી પડયું પણ તે તેણે આનંદથી સહ્યું. જ્યાં સુધી મનુષ્યની પૂર્ણ નજર એકાદા કાર્ય ઉપર હોય છે, ત્યાં સુધી તે કાર્ય માટે શરીરને ગમે તેટલું દુઃખ ભોગવવાનું આવી પડે, તો પણ તે બાજુ મનુષ્યનું લક્ષ્ય જતું જ નથી. કારણ કે તેનું મન તે કાર્યમાં એટલું બધું પરોવાઈ ગયેલું હોય છે કે, તે મનુષ્ય જ કાર્યરૂપ બને છે, અર્થાત્ તેને શરીરનું ભાન જ રહેતું નથી. જ્યાં શરીરનું જ ભાન નથી ત્યાં શરીર ઉપર આવી પડતાં દુઃખની કોણ દાદ લે. કોઇ પણ કામમાં મનુષ્યની જ્યારે આવી સ્થિતિ થાય છે, ત્યારે જ તેના કામમાં યશ આવે છે. ચાર પાંચ દિવસે જ્યારે તેને ખાવાની જરૂર પડતી, ત્યારે તે, તે વનમાં જે ફળો મળતાં તે ખાતો હતો. કોઈ વખત તો ખાધા શિવાય તેના આઠ

આઠ, પંદર પંદર દિવસ પણ ચાલી જતા. ટાઢ, તડકો, વરસાદ વગેરેથી તે બિલકુલ ડર્યો નહીં.

છઠ્ઠા મહિનામાં તેના અંતઃકરણમાં વસી રહેલી મૂર્તિ તેને જ્ઞાન દૃષ્ટિએ દેખાવા માંડી. તે વખતે તેની બન્ને આંખોમાંથી ખળ ખળ આનંદનાં આંસૂ વહેવા લાગ્યાં. જે પ્રમાણે એક નાગ આનંદથી પોતાની ફેણ પહોળી કરી ડોલે છે, તે પ્રમાણે તે, તે આનંદના આવેશમાં ડોલવા લાગ્યો. તે વખતે તેને જે આનંદ થતો હતો, તેનું વર્ણન તો જેને તેવા આનંદનો અનુભવ થયો હોય તે જ કરી શકે. તે કદી કલ્પનાથી કરી શકાય તેમ નથી. તે આનંદના ભારમાં તે એકદમ ઉઠી એક પગ ઉપર રહ્યો. તે વખતે તેનું તેજ જોઈ આખી પૃથ્વી કંપવા લાગી. સઘળા દેવો પણ ઘભરાઇ ગયા. હવે આ આપણો અધિકાર આપણને હરાવીને લઈ લેશે, આવો સઘળા દેવોને ભય લાગ્યો. ક્ષુદ્ર મનુષ્યનો એક નાનો છોકરો આપણા કરતાં શ્રેષ્ઠ થશે, આવી

શંકાથી દેવો એકદમ ઘોટાળામાં પડ્યા. પોતાનું શ્રેષ્ઠત્વ કાયમ રાખવા માટે શો ઉપાય કરવો, એનો તેઓ વિચાર કરવા લાગ્યા. સઘળા દેવોની મોટી સભા ભરાઈ. ઘણો વિચાર થયો. છેવટે સઘળાના મતે એવું ઠર્યું કે, માયાથી (કપટથી) ધ્રુવને ફસાવી તેના તપમાં ભંગાણુ પાડવું.



# प्रकरण ६ ठुं.

—:o:—

## મોહ.

દુનિયામાં બોલકણા પંડિત ઘણા હોય છે. તેઓ ડાહી ડાહી લાંબી લાંબી વાતો કરે છે; પણ વખત આવે તેમના હાથે મૂર્ખના સરખાં આચરણ થાય છે. આવા લોકોને “પઢત મૂર્ખ” કહે છે. અહીં એક એવો પ્રશ્ન ઉભો થાય છે કે, જો તેને ડહાપણના માર્ગની ખબર હોય છે, તો વખત આવે તેના હાથે ડહાપણનું કામ કેમ નથી થતું ? એનો ઉત્તર એવો છે કે;— એકલાં ડહાપણનાં તત્ત્વો જાણ્યાં, એટલા પરથી જ હાથથી સારાં આચરણ ક્યારેય પણ થાય નહિ. પ્રયત્નથી અગર નિશ્ચયથી મનુષ્ય જો પોતાના મનને તાબામાં આણે છે તો જ યોગ્ય પ્રસંગે તે ડહાપણના માર્ગે જઈ શકે છે. તેમ ન હોય તો, એટલે મનના તાબામાં મનુષ્ય જો હોય તો તે મન તેને ખાડામાં નાંખ્યા શિવાય રહે નહિ. લગામ બાંધેલો તોફાની

ઘોડો આપણી મરજી મુજબ વાળી શકાય છે; પણ તે જ લગામ જો ઘોડાને ઘાલેલી ન હોય તો તે ઘોડો તેની મરજી પ્રમાણે આપણને લઈ જાય છે. તે જ પ્રમાણે મનની વાત છે. માટે મનુષ્યની ખરી પારખ તેના બોલવા ચાલવા ઉપરથી ન કરતાં હંમેશાં તેના આચરણ ઉપરથી કરવી. ખોટું બોલવું નહિ, એમ સઘળાં માણસો કહે છે, પણ ખોટું બોલી ચાર પૈસાની પ્રાપ્તિ થાય છે, એમ દેખાતાં બરોબર જ માણસો ખોટું બોલવા તૈયાર થાય છે. તે વખતે ખોટું બોલવું નહિ, એ તત્ત્વ તેઓ વિસરી જાય છે. કારણ કે, તેવે વખતે તેમનું મન તેમને સ્વાધીન નહિ હોવાથી, તે મન તેમને પૈસાની પ્રાપ્તિથી થનારા તાત્કાલિક સુખનુ ચિત્ર દેખાડે છે; અને તે ચિત્ર મનુષ્યોને ભૂલાવામાં નાંખી તેમના હાથે પાપ-કર્મ કરાવે છે. મનને ભૂલાવામાં નાંખી ખોટા માર્ગે લઈ જનારી જે વસ્તુ છે, તેને જ 'મોહ' કહે છે. ઉપલા ઉદાહરણમાં પૈસા એ મોહ ( ભૂલ ) છે. કારણ, તે મનુષ્યની પાસે ખોટું બોલાવે છે. માટે સંસારમાં આવતા

આવા મોહના પ્રસંગોને જે માણસો વશ થતા નથી તે જ ખરા. બાકી પંડિતાઈનાં ગપ્પાં મારનારા માણસો પુષ્કળ હોય છે. આ ઉપરથી એમ જણાય છે કે, અગ્નિથી જેમ સોનાની પારખ થાય છે, તેમ મોહથી મનુષ્યની પારખ થાય છે. આ કસોટીમાંથી પાર ઉતર્યા શિવાય ઇશ્વર પણ તેના ઉપર કૃપા કરતો નથી. કોઇ પણ મોટો તપસ્વી નિકળ્યો કે, દેવો તેના તપનો ભંગ કરવા પ્રયત્ન કરે છે, આવું આપણાં પુરાણોમાં ઘણે ઠેકાણે લખેલું છે. અને તે પ્રમાણે દેવોએ અનેક વખતે પ્રયત્ન કર્યાનાં ઉદાહરણો પણ પુરાણમાં જોઇએ તેટલાં મળી આવે છે. પણ તે ઉદાહરણો ઉપરથી એટલું જ સમજવાનું કે, તેમાં દેવોનો ખરાબ હેતુ કાંઇ જ હોતો નથી. તેના મનની પરીક્ષા કરવા માટે જ દેવ એવો મોહ ઉત્પન્ન કરે છે. જો તે મોહને વશ થયો તો તેની ફજેતી થાય છે, અને તે પરીક્ષામાં ટક્યો, તો તેની કીર્તિ થાય છે. તેના તપનું તેને ઉત્તમ ફળ મળે છે. ઇશ્વરની તેના ઉપર કૃપા થાય છે. ધ્રુવનું મન કેટલું દૃઢ છે,

તેની પારખ કરવા માટે દેવોએ તેને મોહમાં નાંખી તપમાં વિઘ્ન આણવાનો નિશ્ચય કર્યો.

આવી રીતે ધ્રુવની પરીક્ષાની શરૂઆત થઇ. તે એવી કેઃ—ધ્રુવ પરમેશ્વરના ચિંતનમાં ગાઢ થતાં તેની મા સુનીતિ એકદમ તેની પાસે આવી ઉભી રહી. દુઃખથી તે એક સરખી ડસકાં લેતી હતી. કેટલીક વારે તે રડતી રડતી બોલી;—"બેટા !—" આટલો શબ્દ બોલતામાં તો તેનાથી આગળ બોલાયું નહિ. તેનો કંઠ ભરાઇ આવ્યો. તે આંખમાં આંસૂ આણી ધ્રુવના સામું ટગર ટગર જોઇ રહી. તે બોલવાનો પ્રયત્ન કરતી પણ કંઠમાંથી શબ્દ બહાર પડતો નહિ. આવી સ્થિતિમાં કેટલોક વખત ગયા પછી ઘણા કષ્ટથી દુઃખનો વેગ રોકી તે કરુણાળ વાણીથી બોલી;—"બેટા ! આ તારી શી અવસ્થા થઇ ! આમ જ શરીરને દુઃખ દેતો રહીશ, તો એક બે દિવસ પણ તારૂં શરીર ટકશે કે કેમ એની કોને ખબર ! કેમ ટકે વારૂ ! શરીરનું કાંઇ પણ પોષણ થાય તો તેનું રક્ષણ થાય ને ? આજ સુધી ઘણું કષ્ટ વેઠી મેં તને

ન્હાનપણમાંથી મ્હોટો કર્યો ! તારા સામું જોઇ હું મારાં સઘળાં દુઃખ ગળી ગઇ અને આનંદમાં રહી. આ દિવસ ચાલી જશે, અને તું મ્હોટો થઈ મને સુખ આપીશ, આવી આશા રાખી મેં કેટલાક દિવસ કાઢ્યા. પણ હાલમાં જ તારી આ દશા જોઇ મારા કાળજાના તલતલ જેવડા કટકા થઇ જાય છે, તારૂં કાંઇ સારૂં માઠું થયું, તો મારી શી દશા થશે વારૂ ? આ તારી માની તને કાંઇ પણ દયા આવતી નથી ને ? બેટા ! તારી ઉંમર શી ને આ તેં માંડયું છે શું ? ફક્ત પાંચ વર્ષનો છોકરો તું ! ખરૂં જોઇયે તો આ તારા રમવાના દિવસ ! હજુ તારે વિદ્યા ભણવાની છે, સંસારનાં સઘળાં સુખો ભોગવવાનાં છે ! સંસાર કર્યા પછી જ ઇશ્વરભજનમાં લાગવાનું છે. શાસ્ત્રમાં પણ એમ જ કહ્યું છે. શાસ્ત્રનું વચન ઉથામી તું જો ભલતું જ કરવા માંડીશ, તો તારા ઉપર દેવો પ્રસન્ન થશે શું ? કેમ પ્રસન્ન થાય વારૂ ? એથી ઉલટું પાપ જ લાગવાનું ! નાની ઉંમ-રમાં તપ કરવું એ અધર્મ છે. અને અધર્મથી

કયારેય પણ સુખ થાય શું ? ઉલટી માબાપની સેવા ચાકરી કરવી એ જ મોટું તપ છે. અને તું તો તેમને દુઃખમાં નાંખી અહીંયાં આવ્યો છું ! ઇશ્વર તારા ઉપર કેમ પ્રસન્ન થાય વારૂ ? માટે બેટા ! આ માર્ગ છોડી દે અને ચાલ ! હું હવે તને લીધા શિવાય ઘેર પાછી જવાની નથી ! નહિં આવે તો તારી સામે પ્રાણ આપીશ."

આ ભાષણથી ધ્રુવનું ચિત્ત પરમેશ્વર તરફથી તલમાત્ર પણ ડગ્યું નહિ. માનું દુઃખભર્યું ભાષણ તેના કાનમાં જ ન પેઠું. ફરીથી તે બોલી;—" અરે બા ! આ કોણ ? રાક્ષસ ! કેવું ભયંકર આ રાક્ષસનું રૂપ ! બેટા આ જો ! જો તો ખરો ! આ રાક્ષસ તને ખાવાને દોડતો આવે છે ! ઉઠ ! દોડ, અહીંથી દોડી જા ! !" આટલું બોલી સુનીતિ અલોપ થઇ ગઈ. ધ્રુવ આંખો ઉઘાડી જુએ છે તો મા એ ન દેખાઇ અને રાક્ષસ પણ કાંઇ જણાયો નહીં. એટલે તે મનમાં સમજ્યો કે, આ બધી પરમેશ્વરની માયા છે. ફરીથી ને ધ્યાનમાં ગાઢ થઇ ગયો. દેવોને એમ લાગ્યું હતું કે, માના લાડપણમાં એનું

ચિત્ત સારી રીતે લપટાઈ જશે. પણ તેવું કાંઇ થયું નહિ. તેણે પોતાનું ચિત્ત પરમેશ્વર તરફથી બિલકુલ પણ ઢળવા દીધું નહિં.

સુનીતિના ગયા પછી કેટલીક વારે એક બીજો જ ચમત્કાર તેને દેખાયો. હજારો રાક્ષસોની પોતાના સ્હામે છાવણી પડેલી છે, એમ તેણે જોયું ! તેમનાં રૂપો તો કેટલાંએ ભયંકર હતાં ! કેટલાકનાં મોઢાં સિંહનાં અને શરીર સાપનાં ! કેટલાકનાં શરીર બોકડાનાં અને મોંઢાં ઉંટના ! કેટલાકના આકાર માણસના અને મોઢાં મઘરનાં ! કેટલાકનાં ગળામાં અને કેડે સાપ વિંટળાયલા હતા, તે સાપ ઘણા ભયંકર હતા. તેઓ પોતાની ફેણુ પહોળી કરી ફુસ્ ફુસસ્ એમ કરતા હતા. પાસે આવો ભયંકર દેખાવ હતો. હવે પેલી બાજુ યમુના નદીમાં જોઇએ, તો ત્યાં પણ તે જ સ્થિતિ ! ફણા પહોળી કરેલા કેટલા સાપ ત્યાં દેખાતા હતા. તેમનાં રૂપ પણ કાંઇ ઓછાં ભયંકર ન હોતાં. અકેકા સાપને દસ દસ મોઢાં ! કેટલાક રાક્ષસોના હાથમાં ભયંકર શસ્ત્રો હતાં. તે ચક્-

ચકતાં શસ્ત્રોને તેઓ ચપળતાથી ફેરવતા હતા. અને મોઢામાંથી ભયંકર ગર્જનાઓ કરતા હતા. તે ગર્જનાથી તે આખું વન ગાજી રહ્યું હતું. કેટલાક રાંક્ષસોનાં મોઢાંમાંથી અગ્નિની જ્વાળાઓ બહાર નિકળતી હતી, અને તેઓ કિલકિલાટી કરતા, 'મારો ! મારો ! આ છોકરાને મારી નાંખો !' એમ બોલતા હતા ! કેટલાક 'આને ખાઈ જાઓ, હમણાંને હમણાં આને ખાઈ જાઓ' એમ બૂમો મારતા હતા. કેટલાક મોઢામાંથી આગ્નની ભયંકર જ્વાળાઓ બહાર કાઢતા કાઢતા ધ્રુવના શરીર ઉપર ધસી જતા હતા ! કેટલાક પોતાની ભયંકર તરવારોથી યમુના નદીમાંના સાપોને કાપી નાખતા હતા ! પણ તેમાં આશ્ચર્યની વાત એટલી કે, એક સાપના જેટલા કટકા થતા, તેટલા તે કટકાના ફરીથી નવા સાપ પેદા થતા ! યમુના નદીનું પાણી નીલવર્ણું હતું, તે કેટલી વખતે એકદમ કાળું થયું. અને અનેક સાપો ક્રોધથી ફુંફવાડા મારતા ધ્રુવના શરીર ઉપર ચાલી આવવા લાગ્યા ! એટલામાં જ ફરીથી સર્વે

દેખાવ બદલાઈ ગયો! અને ત્યાં એકદમ સ્મશાનનો દેખાવ ઉત્પન્ન થયો!

પણ ધ્રુવનું મન સ્હેજપણ ચળ્યું નહિ. તે સ્થિર મનથી પરમેશ્વરનું ચિંતન કરતો હતો. પિશાચો નાચો કે રાક્ષસો ખિજાઓ! તે બાજુ લક્ષ આપવાને તેનું મન નવરૂં જ કયાં હતું? તેનું મન પરમેશ્વરના ધ્યાનમાં ગાઢ થઈ ગયું હતું. વાયુના રોગવાળા મનુષ્યનું ધ્યાન જેમ ત્રીજી તરફ કયાંય પણ લાગેલું હોય છે, અને આગળ પાછળ શું થાય છે, પોતે નાગો છે કે ઉઘાડો છે, એની પણ તેને ખબર નથી હોતી; તે જ પ્રમાણે પરમેશ્વરના ધ્યાનમાં ચકચૂર થયેલા મનુષ્યની અવસ્થા હોય છે.

અસ્તુ. આ પ્રમાણે દેવોના સઘળા ઉપાયો નકામા ગયા. મધુવનમાં પહેલાંના સરખી શાંતિ પ્રસરી ગઈ. પણ દેવોને ચેન પડયું નહિ. એટલે તેઓએ સઘળા દેવોની ફરીથી એક સભા ભરી. સભામાં એવો ઠરાવ થયો કે, ત્રિભુવનના નાયક વિષ્ણુને શરણ ગયા શિવાય બીજો માર્ગ નથી. એટલે સઘળાઓએ શ્રી

વિષ્ણુની સ્તુતિ આરંભી. તેમની સ્તુતિથી શ્રી વિષ્ણુ ભગવાન્ સંતુષ્ટ થયા. શ્રીવિષ્ણુએ દેવોને કહ્યું;—"તમારે બીક રાખવાનું કાંઇ પણ કારણ નથી. ધ્રુવના સંબંધમાં તમારા મનમાં નકામી ઈર્ષ્યા ઉત્પન્ન થઈ છે. દેવોના કે મનુષ્યના રાજા થવાની તેને બિલકૂલ ઇચ્છા નથી. માટે તમો બધી બીક છોડી દો." આવું શ્રીવિષ્ણુનું અભય વચન સાંભળીને સઘળા દેવો સંતુષ્ટ મને પોતપોતાને ઠેકાણે ચાલી ગયા.



# પ્રકરણ ૭ મું.

## ફલપ્રાપ્તિ.

દેવોનાં મનનું સમાધાન કરી શ્રીવિષ્ણુભગવાન્ ધ્રુવની પાસે પ્રકટ થયા. તેમણે હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ આયુધો ધારણ કરેલાં હતાં. ધ્રુવે જે આટલું દુઃખ સહ્યું તે આ રીતે સાર્થક થયું. શ્રીવિષ્ણુ બોલ્યા;—"ધ્રુવ! તેં શા માટે મારૂં ધ્યાન કરવા માંડયું છે?"

ધ્રુવ ચટક દઇ હાથ જોડી ઉભો રહ્યો. પોતાના અંતઃકરણમાંની મૂર્તિ પોતાની પાસે પ્રત્યક્ષ પ્રકટ થયેલી જોઈ તેનો આનંદ ત્રિભુવનમાં પણ માયો નહિ. તેની આંખોમાંથી ખળ ખળ આનંદનાં આંસુ વહેવા લાગ્યાં. આનંદને લીધે તેના કંઠમાંથી શબ્દ બહાર પડયો નહિ. તેણે આંખોભરી તે મૂર્તિ જોઇ; પછી તે બોલ્યો;—"મહારાજ! પરમેશ્વર કહેવાય છે તે આપ જ કે?" શ્રીવિષ્ણુએ જવાબ આપ્યો કે;—"હા, હું તારા તપથી સંતુષ્ટ થયો છું તારે જે માગવું હોય તે માગ."



મહારાજ ! પરમેશ્વર કહેવાય છે તે આપજ કે ? [ પૃ. ૭૦

ધ્રુવ બોલ્યો;—"ભગવન્! જે માગવાનું હોય તે ભલે હો; પણ પ્રથમ આપની સ્તુતિ કરવી એવી મારા મનની ઇચ્છા છે. પણ હું નાનો છું. સ્તુતિ કેમ કરવી એ હું સમજતો નથી. માટે જો આપ મારા તપથી સંતુષ્ટ થયા હો, તો એટલું મને પહેલાં શિખવો."

તેની વિનંતિ મુજબ શ્રીવિષ્ણુએ પોતાના શંખથી તેના ડાબા કપોલને સ્પર્શ કર્યો. સ્પર્શ થતાં જ તેના અંતઃકરણમાં જ્ઞાનનો ઉદય થયો અને તે વિષ્ણુની સ્તુતિ કરવા લાગ્યો. તે સ્તુતિનું વર્ણન સામાન્ય માણસથી પણ થઇ શકે તેમ નથી. ધ્રુવની આ સ્તુતિથી શ્રી વિષ્ણુનું મન અધિક પ્રસન્ન થયું. તેમણે ધ્રુવને કહ્યું;—"ધ્રુવ! તારે શું જોઇયે છે? બોલ. તને જે જોઇતું હોય તે આપવાને હું તૈયાર છું. સ્તુતિ પૂરી કર. તેં ઘણું દુઃખ વેઠેલું છે. હવે વધારે મહેનત લેવાની જરૂર નથી."

સુરૂચિના બાણના જેવા તીક્ષ્ણ શબ્દોથી ધ્રુવના અંતઃકરણમાં જે જખમ થયો હતો, તે હજુ સુધી રૂઝાયો નહતો. રાજાના ખોળામાં

બેસવાનો પ્રયત્ન કરતાં તેનું જે અપમાન થયું હતું, તે જ ઘણે ભાગે તેના મનમાં ખુંચતું હોવાથી તે કાંઇ પણ વિચાર ન કરતાં એકદમ બોલ્યો;—"મારા ઓરમાન ભાઇ ઉત્તમને પિતાના ખોળામાં બેઠેલો જોઈ મને પણ તેમના ખોળા ઉપર બેસવાની મરજી થઈ. પણ માની બીકથી પિતાએ મને પોતાના ખોળા ઉપર ઉંચકી લીધો નહિ. ન બોલાય એવા શબ્દોથી માએ પણ મારૂં થયું તેટલું અપમાન કર્યું. હવે થયું તે થયું. તેનું હાલમાં કાંઇ નથી. મારે પિતાનો ખોળો નથી જોઇતો તેમ સિંહાસન પણ નથી જોઇતું. મારે એવું સ્થાન જોઇયે છે કે, જે સઘળાથી ઉંચું હોય અને જ્યાંથી મને કોઇ "ઉઠ" એમ કહે નહિ. મારી બાએ મને એમ કહ્યું કે, આપને પ્રસન્ન કરી લીધા, એટલે મનુષ્યને દુર્લભ એવી કોઇ પણ વસ્તુ રહેતી નથી. માટે આપને મેળવવા માટે મેં આટલું તપ કર્યું છે. આપ મને તે મારૂં ઇચ્છિત આપો."

શ્રીવિષ્ણુએ ઉત્તર આપ્યો;—"તથાસ્તુ! તને જે જોઇયે છે તે તને પ્રાપ્ત થશે. આજ

સુધી કોઈ પણ માણસને—માણસને શું ? કોઈ પણ દેવોને સુદ્ધાં જે સ્થાન કોઈ દિવસ પ્રાપ્ત થયું નથી તે સ્થાને તું જઈને બેસીશ ! તારી પ્રેમાળ, પતિવ્રતા અને સદ્‌ગુણી બા સુનીતિને પણ તારી સાથે જ તે ઠેકાણે વાસ મળશે. તારા નામ ઉપરથી તે સ્થાનને 'ધ્રુવલોક' એવું નામ પ્રાપ્ત થશે. આખી સૃષ્ટિમાં તે સ્થાન ઉંચું થશે. આ પૃથ્વી ઉપર છત્રીસ હજાર વર્ષ સુધી રાજ્ય કર્યા પછી તું તે ઠેકાણે જઈશ !"

આ વચન સાંભળી ધ્રુવે ઘણી ભક્તિથી શ્રી વિષ્ણુને વંદન કર્યું. શ્રીવિષ્ણુ ભગવાન્ ફરીથી તેને આશીર્વાદ આપી અંતર્ધ્યાન થયા.



# प्रकरण ८ मुं.

—:o:—

## આનંદ! આનંદ!

હવે ઉત્તાનપાદ રાજાની શી અવસ્થા થઇ તે આપણે જોઇયે. સુનીતિની વિનંતિ માન્ય કરી ધ્રુવને પાછો લાવવા માટે માણસો મોકલવાનો વિચાર પડતો મેલ્યો, એ આપણે જાણીયે છીયે જ. જ્યારે તેણે ધ્રુવને પાછો આણવા માણસ મોકલવાનો વિચાર પડતો મેલ્યો, ત્યારે તેનું મન સ્વસ્થ રહ્યું નહિ. કેમ રહે? એક વખત જેને જે વાત ધ્યાનમાં આવી તેને તે જ વાત મોટી અને કિંમતી લાગે છે. સંસારમાં જ સઘળું સુખ ભરેલું છે, એમ ઉત્તાનપાદ રાજા ધારતો હતો. એટલે તે સુખ ભોગવ્યું કે જન્મ લેવાનું સાર્થક થયું, એમ તેને લાગ્યું હતું. પણ સુનીતિ એમ નહોતી ધારતી. ઇશ્વરની પ્રાપ્તિ કરી લેવી એ જન્મનું ખરૂં બીજ છે, એવું તે સમજતી હતી. એટલે ધ્રુવ તેવા માર્ગે ગયો છે, એટલું જાણતાં જ તેના જીવને સમાધાન થયું. પણ ઉત્તાનપાદ રાજાની તેવી સમજ નહિ

હોવાથી તેને ધ્રુવની ચિંતા છોડતી નહિ. પશ્ચાત્તાપથી તેનું મન રાત દિવસ બળતું હતું. અને ધ્રુવની ચિંતાથી તેનું શરીર ઘણું જ કૃશ થઇ ગયું. મન શાંત કરવાને તેણે ઘણા ઉપાય કર્યા. પ્રવાસ કરવાથી મનમાંનું દુઃખ વિસરી જવાશે, આમ ધારી તેણે પ્રવાસની તૈયારી કરી. તે પ્રમાણે સઘળાં તીર્થો તે ફરી વળ્યો. માર્ગમાં જૂદા જાદા દેશ, નગર તથા રમણીય સ્થળો તેણે જોયાં. પણ કોઈ ઠેકાણે તેના જીવને શાંતિ મળી નહિ. ફરીથી તે પોતાના નગરમાં પાછો આવ્યો. ચિત્ત ઠેકાણે નહિ હોવાથી રાજ્યનો કારભાર તેના હાથે બગડવા લાગ્યો. અને રાજ્યકારભારમાં રાજાનું લક્ષ ન હોય તો નોકર લોકોને ફાવે છે. જે તે પોતાની જ રોટલી ઉપર ઘી ચોપડવા લાગે છે. અર્થાત્ તેથી પ્રજા ઉપર જુલમ થવા લાગે છે. પછી રાજ્યમાં જ્યાં ત્યાં અસંતોષ થાય છે. ઉત્તાનપાદ રાજાના રાજ્યની તેવી જ અવસ્થા થઇ. રાજ્યમાં શાંતિ રહી નહિ. જ્યાં ત્યાં અન્યાય, અવિચાર, કલહ વિગેરે વધી પડ્યા. રાજાના અને પ્રજાના પૈસા

ઉપર નોકર લોક પ્રાવે તેમ હાથ મારવા લાગ્યા. અહીંયાં ઉત્તાનપાદ રાજાની સ્થિતિ તો ગાંડા જેવી થઈ ગઇ હતી.

એટલામાં જ એક દિવસ અકસ્માત્, ધ્રુવ પાછો આવે છે, આવી ખબર આવી પહોંચી. આ ખબર ઉપર પહેલાં તો રાજાને વિશ્વાસ આવ્યો નહિ. તેના મનમાં એવો પકકો નિશ્ચય થઇ ગયો હતો કે, અનાજ, પાણી નહિ મળ-વાથી ધ્રુવનો અંત થયો હશે; અથવા હિંસક પશુઓ તેને ખાઇ ગયાં હશે. તે જીવતો હશે એમ તેના મનમાં બિલકૂલ લાગતું જ નહિ.

છેવટે પોતાના દૂતને મોઢે જ્યારે તેણે તે વાત પ્રત્યક્ષ સાંભળી, ત્યારે તેને તે વાત ખરી લાગી. તેના આનંદની સીમા રહી નહિ. જે દૂતે આવી તેને આ આનંદની વાર્તા કહી, તેને તેણે પોતાના ગળામાંનો કિંમતી રત્નનો હાર બક્ષિસ આપ્યો. દૂત ગયા પછી રાજાએ એક-દમ ધ્રુવના સામે જવાની તૈયારી કરી.

ઘોડા, રથ વિગેરે તૈયાર થયા. ઉત્તાનપાદ રાજા હજારો લોકોને સાથે લઇ પુત્રના દર્શને

નિકળ્યો. ન્હાના, મ્હોટા; બ્રાહ્મણ, શૂદ્ર; સ્ત્રી, પુરુષ; સઘળા લોકો રાજપુત્રના દર્શનથી પોતાનાં નેત્રોનાં પારણાં છોડવા માટે જવા તૈયાર થયા. ચોઘડીયાં, શરણાઇઓ, તાસ, શંખ, રણશિંગ વિગેરે ગાજવા લાગ્યાં. બ્રાહ્મણોના સમુદાય પવિત્ર વેદમંત્રનો ઘોષ કરવા લાગ્યા. સ્ત્રીઓ મનોહર મંગળ—ગીતો ગાવા લાગી. આખા નગરમાં આનંદની લહેર ઉડી રહી.

આવી રીતે આ સ્વારી મોટા ઠાઠમાં ચાલી. નદીનો પ્રવાહ વહેવા લાગ્યો, એટલે ઠેકાણે ઠેકાણે તેને નાના મોટા વહેળા અથવા નાળાં આવી મળે છે, અને તેથી કરી તેનો મૂળનો પ્રવાહ ક્ષણે ક્ષણે વધતો જાય છે. તે પ્રમાણે જ આ લોકોનો પ્રવાહ પગલે પગલે વધતો હતો. ઉત્તાનપાદ રાજાની આગળ અને પાછળ કેટલા રથ, કેટલા ઘોડા, કેટલી પાલખીઓ ચાલતી હતી એની ગણત્રી જ નહોતી. સુનીતિ, સુરુચિ અને ઉત્તમ વગેરે પણ પાલખીમાં બેસી સાથે ચાલતાં હતાં.

નગરની બહાર, પાસેજ એક સુંદર ઉપવન હતું. આ ઉપવન પાસે આવીને સઘળી સ્વારી ઉભી રહી. ઉત્તાનપાદ રાજાનો રથ ઉભો રહેતાં સઘળો લોકપ્રવાહ એકદમ થોભ્યો. જે તે મોઢાં ઉંચાં કરી ઉત્સુકતાથી જોવા લાગ્યા.

આ જ ઉપવનમાં સઘળાને ધ્રુવનું દર્શન થયું. ધ્રુવ દેખાતાં જ રાજા એકદમ રથમાંથી ઉતરી પડયો અને દોડતો જઇ પુત્રને ભેટી પડયો તથા તેનું માથું સુંઘ્યું. તેનાં બન્ને નેત્રો-માંથી એક સરખાં ટપ ટપ આનંદનાં આંસુ ગળવા લાગ્યાં. આનંદથી તે કેવળ જડ સરખો થઇ ગયો. કેટલીક વખત સુધી તો તે આનં-દના ભારમાં ધ્રુવના મોઢા સામું જડ સરખો જોઇ જ રહ્યો. ધ્રુવે પણ ઘણી ભક્તિથી પિતાના ચરણમાં માથું મૂક્યું.

સુનીતિ અને સુરુચિ જે અત્યાર સુધી રાજાની પાસે બેઠી હતી; તેમના ચરણમાં પણ ધ્રુવે માથું નમાવ્યું. ધ્રુવનું તેજ જોઇ સુરુચિનો મત્સર કયાંનો કયાંય ચાલ્યો ગયો. તેણે ઘણા પ્રેમથી ધ્રુવને ઉંચકી લીધો અને ' દેવ ! મારા

બાળકને પુષ્કળ આયુષ્ય આપો !' આવો આશીર્વાદ આપ્યો. પછી ગદ્‌ગદિત થઈ ધ્રુવ અને ઉત્તમ એકમેકને ભેટી પડ્યા.

સુનીતિના આનંદનું તો વર્ણન જ કેવી રીતે કરવું ? તે ન જ કરાય. તેણે પોતાના ધ્રુવને છાતી સરખો ચાંપ્યો, અને હર્ષનાં આંસુથી નવરાવી દીધો તથા તે આનંદના આવેશમાં તે તેના મોઢા સામું જોઈ રહી. તેને પ્રેમનો પાન્હો ચઢી આવ્યો અને તેના સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યું.

ઘણા લોક સુનીતિની પાસે આવી કહેવા લાગ્યા કે, આપનાં મોટાં ભાગ્ય કે આપનો ખોવાયલો છોકરો આપને ફરીથી મળ્યો. હવે પરમેશ્વર તેને ઉદંડ આયુષ્ય આપો અને તે પોતાના હાથે આ પૃથ્વીનું પાલન ઉત્તમ રીતે ઘણા દિવસ કરો ! આપણે ભગવાન્‌ની સેવા કરી, તેનું ફલ આપણને આ રીતે મળ્યું.

આ રીતે ઘણી વાતચિત થયા પછી તે લોકોનો વિશાળ સમુદાય નગર તરફ પાછો વળ્યો. ધ્રુવ અને ઉત્તમ બન્નેને ઉત્તાનપાદ

રાજાએ હાથી ઉપર એક અંબાડીમાં બેસાડ્યા. ફરીથી વેદમંત્ર, ગીત, વાદ્ય વિગેરેનો ઘોષ થવા માંડ્યો.

ધ્રુવનું સ્વાગત કરવા માટે નગર ઉત્તમ રીતે શણગારેલું હતું. પતાકાઓથી સઘળાં ઘરો શોભાવ્યાં હતાં. કેળના થાંભલા ઠેકાણે ઠેકાણે રસ્તા ઉપર વ્યવસ્થાથી ઉભા કર્યા હતા. નાનાં નાનાં સોપારીનાં ઝાડો રસ્તાની બન્ને બાજુ સરખા અંતરે મૂકી દેવામાં આવ્યાં હતાં. ફળ, ફૂલ તથા મંજરીઓ વાળી નાની નાની વેલોથી વચમાં વચમાં કમાનો વાળવામાં આવી હતી. ઠેકાણે ઠેકાણે પાણીથી ભરેલા કલશ મૂકી તેની ઉપર લીલાં આંબાનાં પાંદડાં મૂકવામાં આવ્યાં હતાં. દરેક કલશ પાસેની જગા સાફ કરી રાંગોળી પૂરવામાં આવી હતી. અને તે એટલી મનોહર લાગતી કે, તેના સામું જોઇ રહેવાનું જ મન થાય. એકંદરે આ રાજનગરીમાં તે દિવસે કાંઈક અપૂર્વ શોભા જામેલી હતી.

આવી રીતે સુશોભિત કરેલી નગરીમાં ધ્રુવની સ્વારીએ પ્રવેશ કર્યો. રાજવાડામાં

જવાના માર્ગની બન્ને બાજુએ લોકોની એટલી બધી ગીરદી થઈ હતી કે, ત્યાં એક કીડીને પણ ચાલવા જેટલી જગા નહોતી. મોટાં મોટાં ઘરની બારીઓ, છજાં, છાપરાં વિગેરે લોકોથી ભરાઈ ગયાં હતાં. ધ્રુવ આવી પહોંચતાં, અક્ષત, પુષ્પ વિગેરેનો તેની ઉપર વર્ષાદ વરસવા લાગ્યો. કેટલીક જગાએ સ્ત્રીઓ ધ્રુવની પંચા-રતી ઉતારી તેના ગળામાં ફૂલના હાર ઘાલતી હતી. જે તે ધ્રુવનાં સ્તોત્ર ગાતાં હતાં. આ અપૂર્વ ઠાઠ–માઠ જોતાં અને હસતે મોઢે સર્વને આનંદ આપતાં આપતાં ધ્રુવની સ્વારી આવતી હતી.

રાજવાડો દેખાવા લાગ્યો. તેના શિખર ઉપર નિશાન ફરકતું હતું. તે પોતાના બાહુ પહોળા કરી ધ્રુવનું સ્વાગત કરવા આતુર થયું હોયને શું ! એમ દેખાતું હતું. રાજવાડાની શોભાનું તો વર્ણન જ શું કરવું ! તેની અંદર મોટા મોટા હોજ હોઇ તે પાણીથી ભરેલા હતા. વળી તેમાં મોટો બાગ હોઇ તે એટલો સુંદર અને વ્યવસ્થિત હતો કે, તેમાં પગ મેલતાં બરોબર આપણી ભૂખ–તરસ ઉડી જતી. વળી

તેમાં કેટલાંક તો સરોવરો હતાં કે, જેનું પાણી સ્ફટિક સરખું સ્વચ્છ હતું. તેમાં કમોદ, કલ્હાર, કમલ વિગેરે ફૂલો વિકસિત થયેલાં હોવાથી તેની ગાલિચા સરખી વિચિત્ર શોભા જણાતી હતી, અને તે ફૂલોના સુગંધથી આસપાસનો પ્રદેશ સુગંધિત થયેલો હતો. રાજહંસ, કલહંસ, ચક્રવાક, સારસ વિગેરે જળચર પક્ષીઓ ત્યાં હમેશાં આનંદથી ક્રીડા કરતાં હતાં. બાગના એક ભાગમાં જાદા જાદા પ્રકારનાં ફળ–ઝાડો અને ફુલ–ઝાડો વાવવામાં આવ્યાં હતાં. બીજા ભાગમાં આંબા, વડ, પિંપળા વિગેરે મોટાં મોટાં ઝાડો રોપવામાં આવ્યાં હતાં તેમ ઠેકાણે ઠેકાણે સુંદર સુંદર વેલોના માંડવા તૈયાર કરવામાં આવ્યા હતા. વચમાં વચમાં કારંજી વાવવામાં આવી હતી. વિશ્રાંતિ લેવા માટે જગોજગ આસનો મૂકવામાં આવ્યાં હતાં. મયૂર, કોકિલા, મેના, કાકાકૌવા વગેરે સુંદર પક્ષીઓ વૃક્ષોમાં આનંદથી ફરતાં હતાં અને તેમના મધુર શબ્દોથી તે ઉપવન નિરંતર ગાજેલું રહેતું હતું.



તે શ્રીવિષ્ણુની મહેરબાનીથી ધ્રુવલોકમાં ચાલ્યો ગયો. [પૃ. ૮૩]

આવા તે રમણીય રાજવાડામાં ધ્રુવની સ્વારી આવી પહોંચી. ત્યાં અનેક દાસીઓ પંચારતી અને કલશ લઇ ધ્રુવનું સ્વાગત કરવા માટે ઉભી રહી હતી. આવી રીતે તે દિવસે ઉત્તાનપાદ રાજાની નગરીમાં જ્યાં ત્યાં આનંદ આનંદ થઈ રહ્યો હતો !

ધ્રુવના આવવાથી સઘળાનાં મનનું સમાધાન થયું. રાજ્યમાં જ્યાં ત્યાં શાંતિ થઈ. એમ કેટલાંક વર્ષ ગયા પછી ઉત્તાનપાદ રાજા પોતાનું રાજ્ય ધ્રુવને સ્વાધીન કરી ઇશ્વરસેવાએ કરી દેહનું સાર્થક કરવા માટે અરણ્યમાં નિકળી પડયો અને ધ્રુવ રાજ્યાસન ઉપર બેઠો.

છત્રીસ હજાર વર્ષ સુધી પ્રજાનું ઉત્તમ રીતે પાલન કરી તે શ્રીવિષ્ણુની મહેરબાનીથી ધ્રુવલોકમાં ચાલ્યો ગયો. તેની મા સુનીતિ પણ તેની સાથે ત્યાં જ ગઈ. અને શ્રીવિષ્ણુ ભગવાનની કૃપાથી હજી પણ તે બન્ને ત્યાં જ વાસ કરે છે. આવી રીતે નાના અપમાનના દુઃખથી મોટો ઉદ્યોગ કરી ધ્રુવે અચળ પદ મેળવ્યું.

વિશ્વનો દરેક ભાગ ચંચળ છે: પણ આકાશમાં દેખાતું ધ્રુવનું સ્થાન ફક્ત સ્થિર છે. દરેક વિપત્તિમાં પડેલા જીવને ધ્રુવ ત્યાંથી જાણે એમ કહેતો હોય એમ લાગે છે કે, " ભાઇરે ! રડતો બેસી ન રહે. ઉદ્યોગ કર. ઈશ્વરને પ્રસન્ન કરી લે. એટલે તેની કૃપાથી તને એવી જગા મળશે કે, જ્યાં દુઃખનું નામ પણ ન હોય."

॥ હરિઃ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥



# ध्रुव अने चिलया.

## चिलया.

### प्रकरण १ लुं.

——:o:——

મા-બાપ.

ઘણા જુના સમયમાં ક્રાંતિ નામની એક નગરી હતી. આ નગરીમાં શ્રિયાળ નામે એક સારો રાજા રાજ્ય કરતો હતો. પોતાની પ્રજાને દુઃખ એટલું શું ? તે તે બિલકુલ જાણતો જ નહોતો. અર્થાત્ પ્રજાને સુખી રાખવા માટે તે પોતાથી બની શકતા પ્રયત્ન કરતો. ગરીબ, દુર્બળ, અનાથ વગેરે ઉપર તેનું વિશેષ લક્ષ હતું. શક્તિવાળા લોકો અશક્ત ઉપર જુલમ ન કરે એ બાજુ તેની નજર કરડી હતી. સર્વ પ્રજાને સરખો ન્યાય મળે એવી તેણે વ્યવસ્થા કરી હતી. પ્રજામાંનું કોઇ પણ માણસ કોઇ

પણ ઠેકાણે પોતાના રાજાનું દર્શન કરી શકતો. તાત્પર્ય કે, પેટના એકના એક છોકરા ઉપર માબાપ જેટલું ધ્યાન આપે, તેટલું જ ધ્યાન તે પોતાની પ્રજા ઉપર આપતો હતો.

સત્તા અને ઐશ્વર્ય મળવાથી મનુષ્યની બુદ્ધિ ઠેકાણે રહેતો નથી. તેનું મન વ્યસન અને પાપ તરફ વળે છે. આંખોમાં એક પ્રકારની ખુન્નસ ભરાય છે. તેને પોતાના શિવાય દુનિયામાં કોઇ પણ શ્રેષ્ઠ જણાતું નથી. દરિદ્ર અને દુઃખી અવસ્થામાં ક્ષણે ક્ષણે મોઢામાંથી પરમેશ્વરનું નામ નિકળે છે; પણ પરમેશ્વરે કૃપાળુ થઇ તે દારિદ્રય અને દુઃખ દૂર કર્યું કે, “ગરજ સરી અને વૈદ્ય વેરી” એ કહેવત પ્રમાણે તેને પરમેશ્વરની ઓળખાણ પણ રહેતી નથી. સાધુ લોકો વૈભવ અને સત્તાને જે તિરસ્કારે છે તે આટલા માટે જ. તે મળવાથી મનુષ્યને ઘણે ભાગે ઇશ્વરની ઓળખાણ રહેતી નથી; જ્યાં ઇશ્વરને ભૂલ્યા કે પાપી વિચારો તૈયાર. સત્તા અને વૈભવમાં આવો ગુણ હોવાથી, જે તેના તોરમાં તણાતો નથી તે જ પુરુષ ધન્ય છે!

આવા ધન્ય પુરુષો પૈકીમાંનો શ્રિયાળ રાજા હતો. રાજ્યકારભાર તપાસતાં બાકી રહેલો વખત તે ઇશ્વરનું ભજન પૂજન કરવામાં ગાળતો તે મોટો શિવભક્ત હતો. પહેલે પહોરે રાત છતાં તે નિયમથી ઉઠતો અને નિત્યવિધિ કરી, પછી સ્નાન કરી ષોડશોપચારથી ( સોળ પ્રકારની સામગ્રી ) શિવની પૂજા કરતો. પૂજા પૂરી થયા પછી વ્યાયામ કરી તે અલ્પાહાર (નાસ્તો) કરતો. આ સર્વ નિત્ય કર્મ થયા પછી તે રાજ્યકારભાર તપાસતો. સંધ્યાકાળે સ્નાન કરી ફરીથી તે વિધિપૂર્વક શિવપૂજન કરતો. કોઇ પણ કર્મ કરતાં તે શિવનાં ચરણને ક્ષણભર પણ વિસરતો નહિ.

આવી રીતે પરમેશ્વરનાં ચરણોમાં જેનું નિરંતર લક્ષ હોય છે, તેનામાં દરેક સદ્ગુણ વાસ કરે છે. એ પ્રમાણે શ્રિયાળ રાજામાં સઘળા ઉત્તમ ગુણ હતા. પ્રાણિમાત્રને માટે તેના મનમાં ઘણી દયા હતી. જેવો આપણો જીવ તેવો જ બીજાનો જીવ; આપણને જેમ દુઃખ થાય છે, તેમ જ બીજાં પ્રાણીઓને પણ

દુઃખ થાય છે; આવું જ્ઞાન તેના મનમાં સારી રીતે ઠસેલું હોવાથી તે પોતે કોઇપણ પ્રાણીને દુઃખ થાય તેવું આચરણ કરતો નહોતો; પણ કોઈ દુઃખી, સંકટથી હારી ગયેલો પ્રાણી દેખાયો કે, તે તેનું દુઃખ કમી કરવા પોતાના તરફથી જેટલો પ્રયત્ન થાય તેટલો કરતો. ચાર લોકનું દુઃખ દૂર કરતાં પોતાના શરીરને ગમે તેવું દુઃખ થાય, તોપણ તેને માટે તેના મનમાં કાંઇ પણ થતું નહિ. ઉલટું બીજાનું દુઃખ દૂર કરતાં તેના મનનું જે સમાધાન થાય, તેનાથી તે દેહને થયેલું દુઃખ ક્યાંનું ક્યાંય વિસરી જતો હતો. તેના અંગમાં જેમ દયા હતી, તેમ જ ક્ષમા, શાંતિ, ધૈર્ય, ઉદારતા વિગેરે ગુણો પણ હતા. બીજાએ તેનો ગમે તેટલો અપરાધ કર્યો હોય, તોપણ તે સર્વ તે ગળી જતો. તેને કોઇયે દુઃખ દીધું, તો તેનો બદલો લેવાને તે મનમાં વિચાર પણ કરતો નહિ. સુખની વાત થઇ એટલે એકદમ ખુશી ખુશી થઇ જવુ, અને દુઃખની વાત થઇ એટલે ઠળક ઠળક રડી પડવું, આવી સામાન્ય માણસની રીત હોય છે. પણ

શ્રિયાળ સરખા જેઓ ભક્ત હોય છે. તેઓ સુખની વખતે અને દુઃખની વખતે પોતાના મનની શાંતિ ખોઇ નાંખતા નથી. બન્ને પ્રસંગે મનની શાંતિને કાયમ રાખે છે. દુઃખનો પ્રસંગ આવતાં ધીરજ રાખી તે દુઃખ દૂર કરવાનો ઝટ પ્રયત્ન કરે છે. શ્રિયાળ આ પ્રમાણે જ કરતો હતો. વળી તે ઉદાર પણ તેવો જ હતો. કોઇ ગમે તે માંગતો આવે તેને તે ખાલી હાથે પાછો જવા દેતો નહિ. પ્રવાસી, યાત્રી વગેરે લોકોને માટે તેણે જ્યાં ત્યાં અન્નક્ષેત્ર અને પરબો બેસાડેલી હતી. તે કોઇ પણ માણસને એમને એમ પાછો કાઢતો નહિ એ ખરૂં; પણ સાથે લક્ષમાં રાખવું જોઇયે કે, યાચકને "ના" કહેવું એ જેમ શાસ્ત્રમાં પાપ માનેલું છે, તેમ જ કારણ વગર ભિખ માગવી; અને તેમ કરી બીજાની પાસે મોઢું બગાડવું એને પણ તેટલું જ પાપ માનેલું છે. તે કાળમાં ભિક્ષા ધંધો થઈ પડી નહોતી. પાંગળાં હોય, અનાથ હોય, અથવા સંકટોથી ઘણાં જ ગરીબ થઇ ગયાં હોય એવાં જ માણસો તે વખતે યાચના

કરતાં હતાં. અને એવાં માણસોને દરેકે મદદ કરવી એ પણ પુણ્યકારક મનાતું હતું. તેમ જ તે વખતે પ્રવાસી લોકોને જોઇતો સોઇ પણ નહતી. સઘળો પ્રવાસ પગે ચાલી કરવો પડતો અને તેથી કરોને માર્ગમાં પ્રવાસીઓના અને યાત્રીઓના બૂરા હાલ થતા. એટલા જ માટે એવા યાત્રીઓને અને પ્રવા[illegible]ઓને આશ્રય આપવો અને મદદ કરવી એને આપણા ધર્મમાં મોટું પુણ્ય માનેલું છે. અસ્તુ.

ગાયનમાં વાદ્યનો અને ગાનારાનો સૂર એક થાય છે એથી તે ગાયન સાંભળનારાઓને આનંદ થાય છે. તેમ જ સંસારનું છે. પતિ અને પત્ની એ બન્નેનાં મન, ધર્મ અને પરોપકાર બન્ને બાજુ સરખાં જ વળેલાં હોય છે તો તેમના હાથે ગૃહસ્થાશ્રમનાં કર્તવ્ય ઉત્તમ રીતે પાર પડે છે. પણ એ બન્નેમાંથી એક જણનું મન ક્ષુદ્ર હોય, ઉદાર ન હોય, અને કોઈ પણ વિચારે પોતાના સુખ પૂરતું જ જોનારૂં હોય તો બીજાના હાથે જોઇયે તેવું ઉત્તમ કામ થતું

નથી. આવી સરખા મનની પતિપત્નીની જોડી મળવામાં બન્નેના પાછલા જન્મનાં પુણ્ય હોય છે. એ શિવાય તેવો યોગ થતો નથી.

શ્રિયાળ રાજાના સંબંધમાં તેવો જ યોગ જામેલો હતો. તેની સ્ત્રીનું નામ ચાંગુણા હતું. જેટલા ગુણ શ્રિયાળમાં હતા, તેટલા સવળા ગુણ ચાંગુણામાં પણ હતા. કાંઈક વધારે હતા એમ કહીયે તો ચાલે. એથી કરીને પરોપકારનાં કામમાં શ્રિયાળને તેની ઉત્તમ મદદ હતી એટલું જ નહિ, પણ તેના પગ હમેશાં ચાંગુણાની પાછળ હતા.

આ બન્નેને એકનો એક છોકરો હતો. છોકરાનું નામ ચિલયા હતું. જેવી ખાણ તેવી જ તેની માટી નિકળે છે. જેવું બીજ હોય છે તેવાં જ તેનાં ફળ થાય છે. આ જ ન્યાયથી સદ્‌ગુણી, પાપથી બીનારા, ઇશ્વર ઉપર નિરંતર ખરી ભક્તિ રાખનારા, દીન, દુઃખી વિગેરેના સમાચાર લેનારા મા-બાપને પેટે બહુધા તેવો જ છોકરો થાય છે. આ

સામાન્ય નિયમ પ્રમાણે જ ચિલયાનો સ્વભાવ હતો. તેની શ્રીશંકર ઉપર અત્યંત ભક્તિ હતી. તેનું મન મોટું ઉદાર હતું. તે પાણીદાર પણ તેવો જ હતો. પોતાના કુલની, પોતાનાં મા-બાપની આબરૂ ખાતર પોતાના પ્રાણ આપવા માટે પણ તે તૈયાર હતો. એકંદરે શ્રિયાળ અને ચાંગુણાને દરેક રીતે શોભનારો જ ચિલયા હતો.



# प्रकरण २ जुं.

—:o:—

### શ્રીશંકર અને નારદ.

એક દિવસ એવું બન્યું કે, શ્રીશંકર ભગવાન્ કૈલાસ પર્વત ઉપર નીરાંતે બેઠેલા હતા તે વખતે, નારદ મુનિની સ્વારી ફરતી ફરતો આવી ત્યાં દાખલ થઈ. નારદ મુનિના ખભા ઉપર વીણા હતી અને તેમના મુખથી હરિભજનનો ઘોષ ચાલતો હતો. નારદ મુનિ આવતાં શ્રીશંકરે ઉભા થઈ તેમને ઘણા આદરથી આસન ઉપર બેસાડ્યા. અર્ધ્ય, પાદ્ય, વિગેરેથી તેમની પૂજા કર્યા પછી કુશલ પ્રશ્ન થયા. પહેલાં અહીં તહીંની કેટલીક વાતો થતાં થતાં નારદ મુનિએ શ્રીશંકર ભગવાન્ પાસે સહજ શ્રિયાળ રાજાનાં વખાણ કર્યાં. નારદ મુનિએ કહ્યું;—"હે વિશ્વનાથ! મારો સંચાર આખા ત્રૈલોક્યમાં છે. મેં આપના ઘણા ભક્ત જોયા પણ શ્રિયાળની વાત કાંઈક જૂદી જ છે. ધૈર્ય, ક્ષમા, દયા, શાંતિ, ઔદાર્ય વિગેરે ગુણોમાં તેની

બરાબરી કોઇ પણ કરી શકે નહિ. તેમાં વળી એક વિશેષ વાત એવી છે કે, આજ દશ હજાર વર્ષ થયાં તે અન્નસત્ર ચલાવે છે. તે અન્નસત્રમાં જે કોઈ બ્રાહ્મણ, અતિથી, અભ્યાગત વિગેરે આવે તેને તે ઇચ્છાભોજન આપે છે. અતિથી જમવા બેસતાં તે જે પદાર્થ માગે તે પદાર્થ કોઇ પણ પ્રયત્નથી તેને લાવી આપવાનો પ્રયત્ન ચાલૂ જ છે. આવો તે રાજા અત્યંત ધાર્મિક અને આપનો પરમ ભક્ત છે, છતાં આપ હજુ પણ તેને જન્મમરણના ફેરામાંથી છોડી આપના ચરણમાં લાવતા નથી; એ ઘણી આશ્ચર્યની વાત છે." શ્રીશંકર ભગવાને આનો ઉત્તર આપ્યો કે;—"હે નારદ મુનિ! આપ કહો છો તે ખરૂં છે. પણ તેના સત્ત્વની—ગમે તે થાય પણ સદાચરણના વ્રતમાંથી ભ્રષ્ટ થવું નહિ, આવા તેના કડક નિયમની—મારે હજુ પરીક્ષા લેવાની છે. તે પરીક્ષામાંથી તે પાર ઉતર્યો, એટલે તેને હું આ લોકમાં લાવીશ. કસોટીમાં લાવ્યા શિવાય કોઈના ઉપર પણ કૃપા કરવી એ ઠીક નહિં. પરીક્ષાનો પ્રસંગ આવતાં સુધી સારા માર્ગે જનારા ઘણા હોય છે, પણ પ્રસંગ

આવતાં પોતાનું શીલ ભ્રષ્ટ ન થવા દેનારા ઘણા થોડા હોય છે. લાખ માણસમાં એક જ. જ્યાંસુધી પ્રસંગ આવ્યો નથી, મોહ સામે ઉભો રહ્યો નથી, ત્યાંસુધી ધર્મનાં અને નીતિનાં ગપ્પાં મારનારા પુષ્કળ હોય છે. પણ પ્રસંગ આવતાં જ કાચ અને મણિની પરીક્ષા થાય છે. માટે પરીક્ષા શિવાય સઘળું વ્યર્થ છે. હવે એ પરીક્ષાની કસોટી ઘણી વખત બહુ કઠિણ હોય છે; તે જોનારને ઘણી જ નિર્દયપણાની લાગે છે; પણ પરીક્ષામાંથી પાર ઉતર્યા પછી અમે તે મનુષ્યને જે ઉત્તમ અક્ષય સુખ આપીએ છીએ તેના પ્રમાણમાં તે કાંઇ જ નથી. જેને દેવકળા જોઇએ છે; તેને ટાંકણાના ઘાવ સહન કરવા પડે છે, જે ટાંકણાંના ઘાવ મારે છે, તે જો તેને દેવકળા આપવાનો યત્ન કરે છે તો, તેને નિર્દય કેમ કહેવાય વારૂ? અગ્નિમાં ગયા શિવાય સોનાનું સોનાપણું સિદ્ધ થશે શું? કેમ નારદજી! સ્વસ્થ જોતા બેસી રહ્યા?

એટલે નારદ મુનિએ જવાબ આપ્યોઃ— "તાત! આપ કહો છો તે ખરૂં છે. આપે કહેલો સઘળો વિચાર મારા મનને પણ પૂર્ણપણે ખરો લાગે છે. એટલે હું તે વાતનો વિચાર

કરતો હતો. જ્યારે હું મૃત્યુલોકમાં સંચાર કરતો હતો ત્યારે મેં આપે વર્ણવેલી સ્થિતિ જ જ્યાં ત્યાં જોઇ હતી. જ્યાં જોઇએ ત્યાં નકલી માલ દૃષ્ટિએ પડતો, અસલનું તો નામ જ નહિ. સદ્ગુણનો અને ધર્મનો બોલવા ચાલવામાં એવો ભાસ જણાઈ આવે કે ઉપર ઉપરથી જોનારાને તો સત્યયુગનો ભાસ થાય. પણ બારીક નજરે આચરણની ચર્ચા જોવા માંડીએ તો પુરાણોની વાતો પુરાણોમાં જ મૂકનાર ઘણા. માટે પરીક્ષા જોવાનો આપનો જે વિચાર છે તે મને પસંદ છે. શ્રિયાળ રાજા આપની કસોટીમાંથી પાર ઉતર્યા શિવાય રહેશે નહિ, એવી મારી તો ખાત્રી છે."

શ્રીશંકરે કહ્યું;—"જો પાર ઉતર્યાં તો આનંદની વાત. જેટલાં એવાં પુણ્યવાળાં માણસો નિકળ્યાં તેટલાં સારાં. હું વિલંબ કર્યા શિવાય વેષ પલટી શ્રિયાળની પરીક્ષા લેવા જવાનો છું."

એ શિવાય બીજી થોડી વાતચિત થયા પછી નારદ મુનિ ભજન કરતા કરતા નિકળી ગયા. અને શ્રીશંકર ભગવાન્ શ્રિયાળ રાજા પાસે જવાની તૈયારી કરવા લાગ્યા.

---

# પ્રકરણ ૨ જું.

## સત્ત્વપરીક્ષા.

શ્રીશંકર ભગવાન્ વૃદ્ધ અને અશક્ત યોગીનો વેષ ધારણ કરી એક લાકડીને ટેકે ચાલતા ચાલતા મહા કષ્ટે શ્રિયાળ રાજાના આંગણામાં આવી પહોંચ્યા. શ્રિયાળ રાજાએ ઘણા વિનયથી તે યોગીનો આદર સત્કાર કર્યો. કેટલીક વાર વિશ્રાંતિ લીધા પછી શ્રિયાળ રાજાએ પૂછ્યું;—"મહારાજ! આપની શી ઇચ્છા છે." એટલે યોગીએ જવાબ આપ્યો;—"રાજન્! હું ઘણા દિવસનો ઉપવાસી છું, માટે મને ભોજન આપ. તારી કીર્તિ સાંભળી, મોટી આશાએ હું તારા આંગણામાં આવ્યો છું." રાજાએ જવાબ આપ્યો;—"ઘણું સારૂં કર્યું. આપને કયા પદાર્થની વિશેષ ઇચ્છા છે તે કહો, એટલે હું આપની તે ઇચ્છા પૂરી કરવાનો પ્રયત્ન કરીશ." રાજાનું આવું બોલવું સાંભળી મનમાં અત્યંત આનંદ પામી યોગિરાજ બોલ્યા;—"રાજન્! તારૂં નમ્રપણું જોઈ

હું ઘણો ખુશી થયો. હવે મારી શી ઇચ્છા છે તે સાંભળ. મને નરમાંસ ખાવાની ઇચ્છા થઈ છે. માત્ર તે માંસ ચોર, ચંડાળ તથા પાતકી માણસનું ન હોવું જોઇએ. વેચાતું આણેલું માંસ પણ મારે ચાલશે નહિ." યોગીનું આવું બોલવું સાંભળી રાજા બોલ્યો;—" મહારાજ ! આપ મનમાં કાંઈ પણ શંકા લાવ્યા શિવાય આપની જે ઇચ્છા હોય તે સ્પષ્ટ કહો. આપની તે ઇચ્છા પૂરી કરવા હું તૈયાર છું." રાજાની આવી તૈયારી જોઈ યોગીનું એટલે શ્રીશંકરનું મન અત્યંત પ્રસન્ન થયું અને તેઓ બોલ્યા;— રાજન્ ! જો તું મારી ઇચ્છા પૂરી કરવાને તૈયાર હોય, તો મનમાંની સઘળી માયા—મમતા દૂર કરી તારા પુત્ર ચિલયાનું માંસ મને શેકી આપ. તે માંસ તારી સ્ત્રીએ પોતાને હાથે તૈયાર કરી તેણે પોતે જ પીરસવું પડશે. આમ હશે તો હું ભોજન કરીશ, નહિં તો તારૂં સત્ત્વ ( આબરૂ ) હરણ કરી જઇશ. રાજન્ ! ભૂખથી મારા પ્રાણ વ્યાકુળ થાય છે, માટે જલદી ભોજન આપી મને તૃપ્ત કર નહિં તો આ હું ચાલ્યો."

શ્રિયાળ મોટો ધીરજવાળો માણુસ હતો એ ખરૂં, પણ પુત્રનો મોહ કાંઈ સામાન્ય હોતો નથી. બાળપણમાં માબાપનો, તરુણાવસ્થામાં સ્ત્રીનો અને વૃદ્ધાવસ્થામાં છોકરાનો મનુષ્યને મોટો આધાર હોય છે. આંધળા માણુસની લાકડી જવાથી તે જેમ ગભરાઇ જાય છે, તેમ જ આ ત્રણમાંનો એક પણ આધાર કોઇક ભલતી જ વખતે તુટતાં ગમે તેવો ધૈર્યવાન્ માણુસ પણ ક્ષણુવાર ગભરાઇ જ જાય છે. સાધુપણાની પૂર્ણ કોટિને પામેલાની જ માત્ર વાત જૂદી. યોગીએ ભલતી જ માંગણી માંગવાથી ક્ષણભર ( ફક્ત ક્ષણુવાર જ ) શ્રિયાળની તો બુદ્ધિ ઉડી ગઈ. તેને કાંઈ સૂઝયું નહિ. તોપણ તે વિચારવાળો અને સત્ત્વશીલ હોવાથી તે સઘળું દુઃખ ગળી ગયો. અને તેણે ઘણા જ શાંતપણાથી યોગીને કહ્યું;—“ યોગિરાજ ! મારે એક જ છોકરો છે માટે કૃપા કરી આપ તેની માંગણી ન કરો. અમારા વંશનો તે અંકુર છે. તે નાશ પામ્યો કે વંશ જ નાશ પામે. આપની ઇચ્છા હોય તો હું મારા દેહનું માંસ

આપને આપું." યોગિએ જવાબ આપ્યો;— "તારો દેહ મારે નથી જોઇતો. તેને હું હાથ પણ લગાડીશ નહિ." શ્રિયાળની પત્નિ ચાંગુણા આ બન્નેનું બોલવું સાંભળી બહાર આવી અને બે હાથ જોડી બોલી;—"મહારાજ! આપને હરકત ન હોય તો આ દેહ આપને આપવાને હું તૈયાર છું: દેહનો ગમે ત્યારે પણ નાશ થવાનો જ છે. ગમે તેટલા ઉપાય કરતાં પણ તે કાંઇ અક્ષય ટકી શકવાનો નથી. તો તે દેહનો સત્કાર્યમાં ઉપયોગ કરવાનો વખત આવતાં, શાણા માણસને આનંદ થવો જોઇયે. મારા દેહનો આપ સ્વીકાર કરશો, તો મારા બન્ને કુળનો ઉદ્ધાર થશે અને આપની ઇચ્છા પૂરી થશે." આવું તેનું નમ્રપણાનુ ભાષણ સાંભળી યોગીએ કહ્યું:—"તમે બન્ને ઉદાર છો, પરોપકારી છો, યાચકોનાં માબાપ છો, માટે તમારૂં ભક્ષણ કરવું સારૂં નહિ. અન્ન-સત્ર બંધ પડતાં હજારો ગરીબ લોકોનો મારા ઉપર શાપ આવે. માટે તારા પાંચ વર્ષના બાળક ચિલયાનું માંસ મને ભોજન માટે

આપ." આ ભાષણ ચાલે છે એટલામાં ચિલયા ત્યાં આવી ચઢયો. તેણે આવતાંની સાથે યોગીને નમસ્કાર કર્યો. પછી તે યોગીનું કહેવું સમઝાયા પછી તે પ્રેમથી પોતાના પિતાના હાથ ઝાલી બોલ્યો;—"પિતા! માતા! એમાં તમને આટલા વિચારમાં પડવાનું શું કારણ છે? યોગિરાજનું કહેવું સાંભળી મને થયેલા આનંદનું શું વર્ણન કરૂં! મારાં માબાપની અને આપણા કુળની આબરૂ સાચવવાના કામમાં દેહનો ઉપયોગ થવો, એના કરતાં અધિક ધન્યતા કઈ? મૃત્યુની બીક રાખી આબરૂની હાનિ કરવી, એ મનુષ્યને શોભે નહિ. દેહ ગમે ત્યારે પણ જનાર જ છે, તો સત્કાર્યમાં જ જાય એ શું સારૂં નહિ? પિતા! માતા! માયાથી તમે ઘોટાળામાં ન પડો! યોગિરાજની ઇચ્છા પૂરી કરી તેમને તૃપ્ત કરો. તેમને પ્રસન્ન કરશો તો મારા ભોળાનાથ પણ પ્રસન્ન થશે. તમે ઘણો ખેદ ન કરો!" તે પાંચ વર્ષના બાળકનું વિચારવાળું બોલવું સાંભળી યોગીવેષધારી શંકરના અંતઃકરણમાં આનંદનો ઉમળકો

ઉછળી આવ્યો. તોપણ તે બહાર ન દેખાડતાં તેમણે તે બન્નેને કહ્યું;—" મારી ઇચ્છા તૃપ્ત કરવા જો આ બાળક તૈયાર છે, તો તમે વચમાં આડા ન પડો. તમે તમારા હાથે આને મારી અને તમે જ તેને પકવી, મને ભોજન આપો. જો તમારા હાથે તેમ થતું ન હોય, તો આ હું ચાલ્યો તમારી આબરૂ લઇને."



# प्रकरण ४ थुं.

—:o:—

## परीक्षानुं छेवट.

योगीनुं आ कारमुं भाषण सांभळी राजा अने राणी बन्ने निराश थयां. छेवटे कांई इलाज नथी, ए जोई चांगुणाए पोतानुं मन कठण कर्युं, अने पुत्रने केडमां लइ ते पाकशाळामां चाली गई. त्यां जइ पुत्रने नीचे मूक्यो. तेना मोढा सामुं जोतां बरोबर ज तेनो कंठ भराई आव्यो. तेणे तेने चुंबन कर्युं, मोढा सामुं जोयुं, फरी चुंबन कर्युं, फरी मोढा सामुं जोयुं. एम केटलीकवार तेणे कर्युं! पण तेथी कांई समाधान थयुं नहि. एम समाधान थाय शुं ? ते मा! जेणे पुत्रनुं नव महिना पेटमां रक्षण कर्युं, जन्मथी आरंभी पांच वर्ष सुधी जेने जीवनी माफक गण्यो, तेना गळा उपर पोताना ज हाथे छरी मूकवानो प्रसंग दुर्दैवे तेना उपर आवी पडतां तेना मनना केवी अवस्था थइ हशे, ते ते ज जाणे ! कलमथी तेनुं वर्णन थइ शके नहि. कोइ पण

મા ઉપર આથી વધારે વિકટ પ્રસંગ આવ્યો હોય એમ જણાતું નથી.

એમ કરતાં કરતાં તેણે તેને પોતાના હૃદય સરખો ચાંપ્યો, અને અશ્રુપ્રવાહથી તેનું માથું ભીંજવું દીધું. આમ કેટલોક વખત ગયા પછી ચિલયાએ તેને કહ્યું:—"બા! આ તેં શું માંડયું છે? આ ભ્રમ તને શોભે છે શું? આબરૂ પાસે પુત્રના દેહની શી કિંમત છે. કર્તવ્ય વિસરી સામાન્ય માણસ પ્રમાણે તું શોક કરે છે તે તને શોભતું નથી. આ શોક તું દૂર કર અને કર્તવ્યે લાગ! ફરીથી તારા પેટે જન્મ લઈ હું તને સુખ આપીશ. પણ આ વખતે માયાજાળમાં ગુંથાઈ કર્તવ્યને ચૂકીશ નહિં."

પુત્રના મોઢેથી આવું તેજસ્વી ભાષણ સાંભળી ચાંગુણા શુદ્ધિમાં આવી. તેણે પોતાના હૃદયને પથ્થર કરતાં પણ કઠિણ કર્યું અને પુત્રનું મસ્તક કાપ્યું! પુત્રનું નિર્જીવ મુખ તો ફરી જોવાને મળશે એમ ધારી તેણે માથું બાજુ ઉપર મૂકી બાકી રહેલા શરીરનું માંસ શેકી તૈયાર કર્યું અને અતિથિને જમવા ઉઠાડ્યા. તે

આવ્યા અને પાટલા ઉપર બેઠા. યોગી સર્વ-સાક્ષી શ્રીશંકર જ હોવાથી ચાંગુણાએ મસ્તક રાખી બાકીના શરીરનો પાક કર્યો છે એ તેમણે તત્કાળ જાણ્યું અને તે ઉઠી બહાર ચાલતા થયા. શ્રિયાળ અને ચાંગુણા વળી ગભરાઇ ગયાં ! આબરૂ રખવા માટે એકનો એક છોકરો ખોતાં પણ યોગિરાજ ન જમતાં ચાલી જાય છે એ જોઇ એમનું મોઢું ઉતરી ગયું ! તે બન્નેએ તેમની પાછળ જઇ, અમારા ઉપર કોપ ન કરો વિગેરે કહી વિનવણી શરૂ કરી. એટલે તેઓ તેમના તરફ વળી બોલ્યા;—"તમે મારી સાથે કપટ કર્યું. હવે હું તમારા ઘરનું અન્ન નહિ લઉં. શરીરનાં સર્વ અવયવોમાં શિર એ મુખ્ય છે. તે તમે છાનુંમાનું રાખી મૂક્યું અને બાકીનો ભાગ પકાવ્યો. તમારૂં આ સઘળું કપટ હું સમજી ગયો છું. જો આવું જ કપટ કરવું હતું તો, પહેલાંથી મને આમંત્રણ શા માટે કર્યું ?"

તે વખતે તે બન્ને યોગિમહારાજનાં ચરણ પકડી બોલ્યાં:—"મહારાજ ! અમારી ભૂલ

થઇ, ક્ષમા કરો. એકના એક છોકરાના દર્શન માટે જ કેવળ મોહથી અમારા હાથે આ ભૂલ થઇ છે અને તે માટે અમને પસ્તાવો થાય છે. અમારા ઉપર કૃપાદૃષ્ટિ કરો. અમે આપને તે શિર પણ હમણાં પકાવી આપીયે છીયે. પણ આપ અમારી આબરૂ લઇ ભોજન કર્યા શિવાય ન જાઓ; આપ જ્ઞાની છો, આપ સર્વ કાંઇ સમજો છો. અજાણતાં થએલી ભૂલ મનમાં આણવી એ આપને યોગ્ય નથી." આટલી વિનંતિ સાંભળ્યા પછી યોગિરાજે પાછા આવી આસન ઉપર બેસી ચાંગુણાને કહ્યું કે,—" તે શિર બહાર લાવી મારી સામે ખાણીયામાં ઘાલી ખાંડ. એમ કરતાં તારા મનને કષ્ટ થાય એ કામમાં નહિ આવે. તેમ આંખમાંથી એક આંસુનું ટીપું પણ પડવું ન જોઇયે. જો તેમાંથી કાંઇ પણ થયું તો આબરૂ લઇ ચાલ્યો જઇશ. ને પુત્ર પણ જશે અને આબરૂ પણ જશે. આવી અવસ્થા થશે."

યોગીનું આ ભાષણ સાંભળી તે વિચારવાળી અને પતિવ્રતા ચાંગુણાએ મન કઠણ



તેને ખાણીયામાં ઘાલી ખાંડવા માંડયું. [ પૃ. ૧૦૭

કરી પુત્રનું શિર બહાર આણ્યું અને મંગળ ગીત ગાતાં ગાતાં તેને ખાણીયામાં ઘાલી ખાંડવા માંડયું.

આ પ્રમાણે તેણે શિર કૂટયું અને તેનું માંસ શેકયું. પછી રત્નજડિત થાળમાં શિરનું અને ધડનું માંસ મૂકી યોગીરાજને ભોજન માટે ઉઠાડ્યા. એટલે યોગિરાજે કહ્યું;—“ તું યજમાન છે એટલા માટે મારી સાથે પંક્તિ-ભોજન કર.” આવું કઠોર ભાષણ સાંભળી શ્રિયાળ રાજા વિચારમાં પડયો. તેનું અંતઃકરણ ભરાઇ આવ્યું. તે ઘણો ગભરાઇ ગયો. એટલે ચાંગુણા બોલી;—“ નાથ ! હવે મનમાં કાંઇ પણ ન આણતાં આબરૂ રાખો. આજ શંકર ભગવાને આપણો અંત જ જોવાની વખત આણી છે ! માટે આ વખતે જો આપણે તેમની પરીક્ષામાંથી પાર નહિ ઉતરીએ તો તેમની કૃપા આપણા ઉપર થશે નહિં. અતિથિને વિન્મુખ જવા દેવો ન જોઇએ. મારી આટલી ભિક્ષા આપ માન્ય કરો.”

પત્નીનું આ સમજુતીનું ભાષણ સાંભળી, રાજા ભોજન કરવા તૈયાર થયો. ચાંગુણાએ બીજો તાટ તૈયાર કરી તેની આગળ મેલ્યો. એટલે વળી તે યોગિએ ચાંગુણાને પણ ભોજન કરવા બેસવાનું કહ્યું. તે પ્રમાણે તે પણ બેઠી. પણ હજુ પણ તેની પરીક્ષા પૂરી થઇ ન હતી. આપણા કહેવા પ્રમાણે સઘળું થયું છે એમ જોઇ યોગીએ એક નવો જ બુટ્ટો ઉઠવ્યો. તે બોલ્યા;—“ સઘળું થયું ખરૂં પણ હવે તો તમે નિપુત્રિક. નિપુત્રિકના ઘરનું અન્ન ન લેવાય. દિવા શિવાયનું જેમ ઘર, નાક શિવાયનું જેમ મુખ, ફળ શિવાયનું જેવું ઝાડ, અથવા કીકીઓ શિવાયનાં જેવાં નેત્ર, તેમ જ પુત્ર શિવાયનું ઘર વ્યર્થ છે. માટે હું અહીંયાં ભોજન કેમ કરૂં !”

એટલે તે બન્ને ઘભરાઇ બોલ્યાં;—“ મહારાજ ! એક પુત્ર હતો તે અમે આપને આપ્યો. હવે આપ અમારો અંત કેટલો જોશો. અમારો એકનો એક બાળક ગયો. ઉપરથી સત્ત્વ-આબરૂ પણ ચાલી ! હવે અમારે શું કરવું ? ”

ચાંગુણાનાં નેત્રોમાંથી એક સરખી અશ્રધારા વહેવા લાગી. તેણે રડી ઘણું આક્રંદ કર્યું. તે હાથ જોડી શ્રીશંકર ભગવાનની પ્રાર્થના કરવા લાગી;—"હે ઉમાનાથ ! આજ અમારા ઉપર શો વિકટ પ્રસંગ આવી પડયો ! એવું તે અમારા હાથથી શું પાતક થયું ? આ વખતે અમારી લાજ રાખનાર તારા શિવાય કોણ છે ! સઘળો આધાર હવે તું જ છે. મારો વંશ તુટયો ! હવે હું પુત્ર પણ ક્યાંથી આણું અને અતિથિને તૃપ્ત પણ ક્યાંથી કરૂં ? હે ભોળાનાથ ! હવે તું જ આવી અમારી આબરૂ રાખ."

આવો તેનો પથ્થરને પણ ભીંજવી નાખનારો શોક સાંભળી યોગીનું મન પલળ્યું અને તેની આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. છેવટે તે યોગીએ ચાંગુણાને કહ્યું;—"તારૂં સત્ત્વશીલપણું જોઈ હું પ્રસન્ન થયો છું. તારે જે જોઇયે તે વર માગ." એટલે આ શંકર જ છે એમ મનમાં જાણી તે પોતાની આંખો લૂછી બોલી;—"મહારાજ ! મારા ઉપરનો આ નિષ્પુત્રિક-

પણાનો ડાઘ જાઓ અને અમારી આબરૂ રહે, એટલી જ અમારી માગણી છે."

એટલે યોગીએ જવાબ આપ્યો કે;—"તું તારા પુત્રને બોલાવ એટલે તે આવશે." પછી તે ગદ્‌ગદિત કંઠે પોતાના પુત્રને બોલાવવા બૂમ મારી ચારે બાજુ જોવા લાગી. તો સારા અલંકાર પહેરેલો અને સૂર્યના સરખો તેજસ્વી ચિલયા દોડતો આવી ચાંગુણાના ગળે બાઝી પડયો! તે ચટક દઇને ઉઠી અને તેને પોતાની કેડમાં ઉંચકી લીધો અને મટામટ પ્રેમથી ચુંબન કર્યાં. શ્રિયાળ પણ આનંદી થઇ પ્રેમથી તેના મોઢા સામું જોઈ રહ્યો. એટલામાં યોગીએ પોતાનું રૂપ બદલી મૂળનું શિવરૂપ ધારણ કર્યું અને ચિલયાને પોતાના ખોળામાં લઈ તે આસન ઉપર બેઠા. શંકર ભગવાનનું દર્શન થતાં જ શ્રિયાળ અને ચાંગુણા તેમનાં ચરણોમાં આળોટી પડ્યાં, અને પ્રેમાશ્રુથી તેમનાં ચરણ પલાળી દીધાં. તેમને એટલો આનંદ થયો કે, તેમના મુખમાંથી શબ્દ પણ બહાર નિકળ્યો નહિ. સ્વર્ગમાંથી દેવ તથા ગંધર્વોએ



ચિલયા દોડતો આવી ચાંગુણાના ગળે બાઝી પડ્યો. [ ૧૧૦

તેમના ઉપર પુષ્પવૃષ્ટિ કરી અને અનેક મંગળ વાદ્ય વગાડવાનું શરૂ કર્યું. નગરમાં પણ સઘળા લોકોને આનંદ આનંદ થયો. લોકોએ તોરણો વિગેરે બાંધી મોટો ઉત્સવ કર્યો.

એટલામાં શ્રીશંકર ભગવાનનું વિમાન ત્યાં આવ્યું. શ્રિયાળ અને ચાંગુણાને દિવ્ય રૂપ આપી શ્રીશંકરે વિમાનમાં બેસાડ્યાં, અને ચિલયાને પોતાના હાથે સિંહાસન ઉપર બેસાડી પોતે તેના ઉપર છત્ર ધર્યું. આ સર્વ દેખાવ જોઈ શ્રિયાળ અને ચાંગુણાએ પોતાને ધન્ય-ભાગ્ય માન્યાં. રાજ્યનો સર્વ ભાર પ્રધાનોને સોંપી શ્રીશંકર ભગવાને ચિલયાને આશીર્વાદ આપ્યો. શ્રિયાળ અને ચાંગુણાએ પણ ચિલ-યાને આશીર્વાદ આપ્યો. પછી શ્રિયાળ અને ચાંગુણા સાથે શ્રીશંકર ભગવાન્ કૈલાસમાં ગયા. ચિલયાએ આગળ સદાચરણે ચાલી પ્રજાને ઉત્તમ સુખ આપ્યું.



## બોધ.

જે સદાચરણે ચાલે છે, તેના ઉપર પરમેશ્વર ઘણાં સંકટો આણે છે. તેમાં તેની કસોટી જોવી એ જ તેમનો મુખ્ય હેતુ હોય છે. સંકટમાં જે પોતાનું સદાચરણ કાયમ રાખે છે તે જ બચે છે. (શિવાય સદાચરણનાં લાંબાં લાંબાં ગપ્પાં મારનારા ઘણા હોય છે પણ પ્રસંગ આવ્યો કે, તે મોહમાં લપટાઈ જાય છે. ખરાખોટાની પરીક્ષા સંકટથી થાય છે. માટે તેવે વખતે આપણે સંકટનો ઉપકાર માનવો જોઇયે અને ધૈર્ય છોડવું જોઇયે નહિ. સંકટ સહીને પણ સદાચરણ કાયમ રાખ્યું, જીવ જતાં પણ કર્તવ્ય છોડયું નહીં, એટલે પરમેશ્વર આપણા ઉપર પ્રસન્ન થઈ કાયમનું સુખ આપે છે. છોકરાંઓ! આ બોધ તમારા મનમાં ઠસાવો અને દુઃખ વેઠીને પણ કર્તવ્ય કરવાની બુદ્ધિ તમારામાં ઉત્પન્ન થાઓ એટલી મારી શ્રીશંકરચરણે નમ્ર પ્રાર્થના છે! તે તે સફળ કરો અને તમારૂં કલ્યાણ થાઓ!

॥ હરિઃ ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ ॥

——:o:——